# રાઈનો પર્વત.

નાટક.



( દોહરો. )

" પ્રભુથી સહુ કંઇ થાય છે, અમથી થાય ન કાંઇ,
રાઈનો પર્વત કરે, પર્વત બાગનિ માંહિ. "



લખનાર

**રમણભાઈ મહીપતરામ નીલકંઠ,**

બી. એ., એલ્‌એલ્. બી., અમદાવાદ.



પ્રકાશક

**જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.**



( આવૃત્તિ ચોથી. )

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧. પ્રત ૧૧૦૦.



કિંમત રૂ. ૧—૮—૦

# અર્પણ.

( હરિગીત. )

જે પુષ્પનાં દલ ખોલિને રજ સ્થૂલને રસમય કરે,
અધિકારિ તે મધુમક્ષિકા એ મધુતણી લ્હેણી ઠરે;
તુજ સ્પર્શથી મુજ ચક્ષુને કંઈ સ્વપ્નસમું જે લાધિયું,
જીવનસખી ! તે તુજ વિના રે ! જાય કોને અર્પિયું ?

# પ્રસ્તાવના.

## ( પહેલી આવૃત્તિ. )

આ નાટકના વસ્તુ ( plot )નું મૂળ મારા સ્વ. પિતાએ પ્રસિદ્ધ કરેલા ' ભવાઈ સંગ્રહમાં 'માં " લાલજી મનીઆર " ના વેશમાં આવેલા

" સાંઈઆંસે સબ કુર હોત હે, મુજ બંદેસે કચ્છુ નહીં;
રાઈકું પરબત કરે, પરબત બાગેજ માંહી. "

એ દુહા ઉપરથી અને એ દુહા નીચે ટીપમાં આપેલી વાર્તા ઉપરથી લીધું છે.* આ પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર દોહરો મુક્યો છે તે એ દુહા ઉપરથી રચ્યો છે. એ દોહરો સૂત્રરૂપે લઈ અને એ વાર્તામાં ફેરફાર તથા વધારો કરી આ નાટકની રચના ગુંથી છે.

સને ૧૮૯૫ ના અરસામાં આ નાટકની મુખ્ય રેખાઓની કલ્પના કરી મેં પુસ્તક લખવા માંડેલું, પણ, તે વખતે પહેલો પ્રવેશ લખ્યા પછી આગળ લખવાનું અટકી પડેલું. તે પછી, સને ૧૯૦૯ ના મે માસમાં આ પુસ્તક લખવાનું ફરી શરૂ કર્યું અને પહેલો પ્રવેશ ફેરફાર કરી ફરી લખ્યો; અને, અવકાશ પ્રમાણે કકડે કકડે આગળ લખી આ માસમાં આ પુસ્તક હું પુરૂં કરી શક્યો છું.

અમદાવાદ,
તા. ૧૩ નવેમ્બર ૧૯૧૩. } રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

પુસ્તક વાંચતાં પહેલાં શુદ્ધિપત્રક પ્રમાણે ભૂલો સુધારી લેવાની વાંચનારને વિનંતિ કરૂં છું.

મે. ૧૯૧૪. ર. મ. ની.

## ( બીજી આવૃત્તિ. )

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સને ૧૯૧૪ માં પ્રકટ થયેલી તે ખપી જવાથી આ બીજી આવૃત્તિ પ્રકટ કરી છે. પહેલી આવૃત્તિ છાપતાં ભૂલો થયેલી તેમ જ તે આવૃત્તિ છાપવા માટે કરેલી નકલમાં ભૂલો થયેલી તે આ આવૃત્તિમાં સુધારવામાં આવી છે. આ આવૃત્તિ છાપતાં થયેલી ભૂલો શુદ્ધિપત્રકમાં દર્શાવી છે.

તા. ૮ મે ૧૯૧૭. ર. મ. ની.

---

* એ આખી વાર્તા આ પુસ્તકને અંતે પરિશિષ્ટ (૧) માં ઉતારી છે.

( ત્રીજી આવૃત્તિ. )

કાગળ વગેરેની મોંઘવારીને લીધે આ આવૃત્તિની કિંમત કંઇક વધારવી પડી છે.

સપ્ટેમ્બર ૧૯૨૦. ર. મ. ની.

---

( ચોથી આવૃત્તિ. )

આ આવૃત્તિની કિંમત ત્રીજી આવૃત્તિ જેટલીજ રાખવી પડી છે.

એપ્રિલ ૧૯૨૧. ર. મ. ની.

---

## નાટકનાં પાત્ર.

### પુરુષવર્ગ.

| | |
|---|---|
| પર્વતરાય, | કનકપુરનો રાજા. |
| કલ્યાણકામ, | પર્વતરાયનો પ્રધાન. |
| પુષ્પસેન, | પર્વતરાયનો સેનાપતિ. |
| શીતલસિંહ, | પર્વતરાયનો એક સામંત. |
| દુર્ગેશ, | પર્વતરાયનો એક મંડળેશ(=મંડળ-પ્રાંતનો અધિકારી, સુબો.) |
| વંજુલ, | કલ્યાણકામનો આશ્રિત. |
| રાઈ, | કિસલવાડીમાંનો માળી. |
| જગદીપદેવ, | રત્નદીપદેવનો પુત્ર. |

### સ્ત્રીવર્ગ.

| | |
|---|---|
| લીલાવતી, | પર્વતરાયની રાણી. |
| વીણાવતી, | પર્વતરાયની અને રાણી રૂપવતીની પુત્રી. |
| સાવિત્રી, | કલ્યાણકામની પત્ની. |
| કમલા, | પુષ્પસેનની પુત્રી. |
| મંજરી, | લીલાવતીની દાસી. |
| લેખા, | વીણાવતીની દાસી. |
| જાલકા, | કિસલવાડીમાંની માલણ. |
| અમૃતદેવી, | રત્નદીપદેવની રાણી. |

સીપાઈઓ, નોકરો, દ્વારપાળ, કોટવાળ, બાવો, પુરવાસીઓ, પુરની સ્ત્રીઓ, પ્રતિહાર, રાજભાટ, રબારી, દૂત, પુરોહિત, દાસીઓ, વગેરે.

## સૂચિત પાત્ર.

| | |
|---|---|
| રૂપવતી, | પર્વતરાયની વિદેહ રાણી. |
| રત્નદીપદેવ, | કનકપુરનો પ્રથમનો વિદેહ રાજા. |

---

## સ્થળ.

| | |
|---|---|
| કનકપુર, | ગુજરાતની રાજધાની. ( વલ્લભીપુરના નાશ પછીના સમયમાં. ) |
| પ્રભાપુંજ, | કનકપુરમાં રાજાનો મહેલ. |
| કિસલવાડી, | કનકપુરથી થોડે દૂર આવેલો બાગ. |
| રંગિણી, | કિસલવાડી પાસે થઈ વહેતી નદી. |
| રુદ્રનાથ, | રંગિણી નદીને કિનારે આવેલું મહાદેવનું મંદિર. |

---

# રાઈનો પર્વત.

## અંક પહેલો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ : કિસલવાડી.

( જાદુની તૈયારી કરતી જાલકા રાત્રે અંધારામાં પ્રવેશ કરે છે. )

જાલકા ( સ્વગત )—મંત્રની સાધના કરવી એમાં મુશ્કેલી નથી. પણ, રાઈને તે વખતે આઘે કેમ રાખવો એ મુશ્કેલ છે. એ પાસે હોય તો બધો ખેલ બગડી જાય. એને કાંઈ સમજાવીને દૂર રાખવો પડશે. ( બૂમ પાડે છે. ) રાઈ! રાઈ!

( રાઈ હાથમાં પુસ્તક લઈ પ્રવેશ કરે છે. )

રાઈ—જાલકા ! તેં મને બૂમ પાડી ? હું ઓરડીમાં દીવે વાંચતો હતો ત્યાં મને ભણકારા પડ્યા.

જાલકા—વાંચવાનો તને વખત મળે છે, અને, બાગ સંભાળવાનો વખત મળતો નથી ! આ વાડી સંભાળ વગર ખરાબ થઈ જશે. જો !

( વૈતાલીય. )

કળિયો મુખ આછું ખોલિને,
અટકી આ જલ પીશુ ક્ષેમથી;
ગુંથવે ઉગતી સુ-વેલિને,
તૃણ કાંટા વધિ આસપાસથી. ૧.

રાઈ—ત્યારે તું મને પુસ્તકો શા માટે આણી આપે છે ? માળીઓએ પુસ્તકો

કરતાં ઝાડ ઉપર વધારે લક્ષ આપવું જોઈએ એ હું કબુલ કરૂં છું, પણ, મેં તને ઘણી વાર કહ્યું છે કે મારાથી માળી થઈ શકાય એમ નથી. માત્ર તારી મરજી પાળવા ખાતર હું ઝારી અને ખરપડી હાથમાં લઉં છું.

**જાલકા**—બીજું પણ એક કારણ છે.

**રાઈ**—હા, તેં આણી આપેલા એક પુસ્તકમાં એવું વચન હતું કે

( અનુષ્ટુપ. )

‘ પ્રજાપાલકની વૃત્તિ માળીના સરખી ખરે;
ઉછેરે, ફળ લે બન્ને, ઉખેડે પ્રીતિ એ કરે. ’ ૨.

તે ઉપરથી મને લાગેલું કે માળીના કાર્યમાં પણ ઉન્નતિ છે. પણ, સરખામણીની એવી કલ્પિત મ્હોટાઈથી કોઈ મ્હોટું થતું નથી. ઈશ્વર શી રીતે સૃષ્ટિ બનાવે છે તે એક પ્રકારના દૃષ્ટિબિન્દુથી સમજાવવા કેટલીક વાર કરોળીઆનું ઉદાહરણ લેવામાં આવે છે, પણ, તે માટે કરોળીઆ પૂજાતા નથી.

**જાલકા**—હશે, અત્યારે એ બધા વાદવિવાદની જરૂર નથી. જા, દીવો લઈ આવ.

( રાઈ જાય છે. )

**જાલકા** ( સ્વગત )—કાંઈક હકીકત તો એવી કહેવી પડશે. લાવ, વસ્ત્ર ધરી સજ્જ થાઉં. એ વસ્ત્ર એ છો જોતો. ( વસ્ત્ર પહેરે છે. )

( ફાનસ લઈ રાઈ પ્રવેશ કરે છે. )

**રાઈ**—લે આ દીવો લાવ્યો. ( જાલકાને જોઈ આશ્ચર્ય પામીને ) જાલકા ! આ શું ?

( હરિગીત. )

આ વેશ કેવો અવનવા પ્હેર્યો શિરેથી પગ સુધી !
કાળાં બધાં આ વસ્ત્ર શાં ! ને પટ્ટિઓ શી જુદિ જુદી !
કમરે પટો શો બાંધિયો ! લટકંત પડદા ટોપિના !
કરમાં લિધો આ દંડ શો ! શા કેશ છૂટા વેણિના ! ૩.
તને કાંઈ ગેબી ભેદમાં જ આનંદ થાય છે.

જાલકા—હે ભેદ નહિં રાખું. તારા પોષણની ખામીથી મરી ગયેલાં ઝાડને ફરી સજીવન કરવાનો પ્રયત્ન મેં શરૂ કર્યો છે. આજ આરંભમાં આ સુકાઈ ગયેલા ઝાડને લીલા છોડ જેવું બનાવવા ધારૂં છું. એની સામે ઉભા કરેલા આ ચોકઠામાં મને કાળો પડદો બાંધવા લાગ. ( બન્ને મળીને પડદો બાંધે છે. ) સવારે તને અહીં હું એ ચમત્કાર થયેલો બતાવીશ. અત્યારે તો તું જા. મનુષ્યોની આંખોના દેખતાં કોઈ પ્રાણીમાં પ્રાણ પ્રવેશ કરતો નથી. જાદુના જોરથી મારી આંખોને તો હું અદશ્ય કરી શકીશ. પણ, તું તો જા. હવે વધારે ન પુછીશ. બાકીનું બધું સવારે.

રાઈ—હું જાઉં છું. પણ, આ અનુષ્ઠાનના સમાચાર સાંભળ્યા પછી મને તરત ઉંઘ કેમ આવશે ? અને, જાગતો ઓરડીમાં બેસી રહું ?

જાલકા ( વિચાર કરીને )—બાગમાં દક્ષિણની બાજુએ છેક છેડે કોઈ પશુ પેસી જઈ ઝાડપાનને નુકસાન કરે છે, અને, પેલા ચંપાના રોપનો કુટતો ગંધ જાણે ન ખમાતો હોય તેમ દર રાત્રે તેને ખુંદી જાય છે. માટે, તું ત્યાં તપાસ રાખતો બેસ.

રાઈ—તીર કામઠું લઈને જાઉં ? દૂર ઓથે બેસી રહીશ એટલે તે નિશાચર આવશે પણ ખરૂં અને સપડાશે પણ ખરૂં.

જાલકા—હા, એ યુક્તિ ઠીક છે, જા.

( રાઈ જાય છે. )

જાલકા ( સ્વગત )—એ લોકો ઉત્તરને ઝાંપેથી આવવાના છે, અને, રાઈ છો એની ધનુર્વિદ્યા દક્ષિણે અજમાવે. હું પણ હવે બધી ગોઠવણ પુરી કરૂં. સુકા ઝાડનો લીલો છોડ થઈ ગયેલો હું બતાવું એટલે મારા મનોરથની સિદ્ધિ શરૂ થઈ.

( કાળા પડદાની પાછળ જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

---

સ્થળ : કિસલવાડી.

( ખભે તીરનું ભાથું અને કામઠું લઈ પથ્થર પર બેઠેલો શાઈ પ્રવેશ કરે છે. )

શાઇ—રાત્રિ ! તારા અંધકાર કરતાં વધારે ઘેરાં આવરણુ મારા જીવનની આસપાસ ફરી વળેલાં છે. હું કોણુ છું, જાલકા કોણુ છે, જાલકા પાસે દ્રવ્યસાધન છતાં શા માટે તે નગરમાં ફુલ વેચવા જાય છે, મારે વાંચવા માટે પુસ્તકો શા માટે લઈ આવે છે, મારા ધનુર્વિદ્યાના શોખને શા માટે ઉત્તેજન આપે છે, મારે ચઢવા સારૂ ઘોડા શા માટે આણી આપે છે, અને તે છતાં, મને બાળાને વેશે શા માટે રાખે છે, અને વળી, હું તેની ઇચ્છાને શા માટે અનુસરૂં છું: એ સર્વ આ અંધકારથી પણુ વધારે અગમ્ય છે. ( ઉભો થઈને ) પરંતુ, માણુસના જીવનમાં કયે સ્થળે અગમ્યતા સામી આવીને ઉભી રહેતી નથી ?

( શાર્દૂલવિક્રીડિત. )

આત્મા શોણિત માંસ અસ્થિનિ ગુફા અંધારિ તેમાં પુર્યો,
ઉત્સાહી અભિલાષ દુર્લભ ઘણુા સંસાર તેથી ભર્યો;
રોકાયો પુરુષાર્થ કારણુ અને કાર્યોતણી બેડિથી,
ઘેરાઈ સઘળે અગમ્ય ઘટના સંકલ્પ થંભાવતી. ૪.

( થોડું ચાલીને ) અને વળી, જાલકાએ સુકાઈ ગયેલા ઝાડને લીલું કરવાનો આ મિથ્યા પ્રયત્ન શા માટે આદર્યો છે ? એના કરતાં નવો જ રોપ કેમ રોપતી નથી ? જેનું જીવનબળ ગયું તેનો ફરી વિકાસ થયો કદી સાંભળ્યો છે ?

( મન્દાક્રાન્તા. )

પીળાં પર્ણો ફરિ નથિ થતાં કોઇ કાળે જ લીલાં,
ભાગ્યાં હૈયાં ફરિ નથિ થતાં કોઇ કાળે રસીલાં;
પામે વૃદ્ધિ ક્ષય પછી શશી,–પ્રાણિનું એ ન ભાવી,
ના'વે એને ભરતિ કદિ જ્યાં એકદા ઓટ આવી. ૫.

(આમ તેમ ફરે છે)

(એકાએક ઉભો રહીને) પણ રાખો! (કાન દઈ) પણે આઘે છેક દક્ષિણે ખડખડાટ સંભળાય છે. એ જ પેલું પેશુ! (કામઠું લઈ તે પર તીર ચઢાવીને) અંધારામાં કંઈ દેખાતું નથી, પણ, આ શબ્દવેધી બાણ એને આબાદ વાગશે. (અત્રાજની દિશામાં બાણ છોડે છે.) બાણ તો બરાબર એ તરફ ગયું.

(એકાએક ચીસ સંભળાય છે. પછી બુમ સંભળાય છે કે 'ગજબ ! ગજબ ! રે ! કોઈ આવો રે !' રાઈ તે તરફ દોડતો જાય છે)

---

## પ્રવેશ ૩ જો.

---

સ્થળ : કિસલવાડી.

(છાતીમાં તીર પેઠેલું એવું લોહી વહેતું શબ જમીન પર પડયું છે. પાસે શીતલસિંહ બેઠો છે: એવો પ્રવેશ થાય છે.)

(એક તરફથી રાઈ તીરકામઠા સાથે દોડતો આવે છે, બીજી તરફથી જાલકા જાદુગરના વેશમાં ફાનસ લઈ દોડતી આવે છે.)

રાઈ (ફાનસને અજવાળે શબ જોઇને ચમકીને)—આ કોણ ? શું ! મહારાજ પર્વતરાયની છાતીમાં મારૂં બાણ વાગ્યું ? પ્રભુ ! પ્રભુ ! આ શો ગજબ ! મેં તો કોઈ નિશાચર પશુ ફરે છે એમ ધારી બાણ છોડયું હતું. શીતલસિંહ ! આપ મહારાજની સાથે હતા ? અંધારી રાત્રે આ વાડીમાં ક્યાંથી ?

**શીતલસિંહ** (નિરાશાથી)—મહારાજને મોત અહીં લઈ આવ્યું; અને, મને મોત અહીંથી લઈ જનાર છે; કેમકે, નગર સુધી હવે બીજું કોઈ મારો સાથી થાય તેમ નથી.

જાલકા—શીતલસિંહ ! આ શો કેર કર્યો ! મેં તમને કહ્યું હતું કે મહારાજને લઈ ઉત્તરને ઝાંપેથી આવજો, અને, તમે દક્ષિણ તરફથી કેમ આવ્યા ? એ તરફ તો ઝાંપો પણ નથી !

**શીતલસિંહ**—મહારાજે પોતે આગ્રહ કર્યો કે દક્ષિણ તરફ ચાલો, અને, માર્ગ નહિં હોય તો છિંડું પાડીશું. રાજજોશીએ મુહૂર્ત આપ્યું હતું કે નગરથી એ તરફ પ્રયાણ કરવાનું આ વેળા બહુ શુભ લગ્ન છે. પરંતુ,

( અનુષ્ટુપ )

અદૃષ્ટ ભાવિનો પન્થ કોનાં નેત્રે દિઠો કદી ?
સંમુખ મૃત્યુ ઊભેલું દહાડે એ દીસતું નથી ! ૬.

મહારાજના પ્રાણ નીકળી ગયા છે તેનો હવે વિચાર કરો.

**રાઈ**—મને આમાંનું કાંઈ સમજાતું નથી. અજાણ્યે રાજવધ કર્યાની જે શિક્ષા હોય તે ખમવાને હું તૈયાર છું. પરંતુ, તમારી એવી શી ગોઠવણ હતી કે જેથી આ દુર્ભાગ્ય મારે માથે આવી પડયું ?

**શીતલસિંહ**—રાઈ ! તારો એમાં કાંઈ અપરાધ નથી. જાલકા ! એને હકીકતથી વાકેફ કર કે પછી આપણે ત્રણે મળી કાંઈ રસ્તો કાઢીએ.

**જાલકા**—

( અનુષ્ટુપ્. )

પડદો જે હતો ધાર્યો ધીમે ધીમે ઉપાડવો,
રાઈ! તે બાણુ તારાએ ચીરી ખુલ્લો કરી દિધો. ૭.

**રાઈ**—સુકાયેલા ઝાડને સજીવન કરવાની વાત બધી ખોટી હતી ?

**જાલકા**—ખોટી નહોતી. મહારાજ પર્વતરાયને હું એ પ્રયોગ કરી બતાવવાની હતી. તેમને વૃદ્ધ વયમાં ફરી જુવાન બનાવવાનું મેં માથે લીધું હતું. અને પ્રથમ મારા ઉપચારની સફલતાની ખાતરી કરવા સારૂ ઝાડ પરનો એ પ્રયોગ જોવા આજ રાત્રે તેમને અહીં બોલાવ્યા હતા.

**રાઈ**—મહારાજનો કેવો વિચિત્ર અભિલાષ !

( ઉપજાતિ. )

જુવાનને યૌવન ઇષ્ટ લાગે,
તારુણ્ય તે અક્ષયિ સ્થાયિ માગે;
પરંતુ વૃદ્ધત્વ મળેલું કુચ્છે,
શું નાખિ દેવા જન વૃદ્ધ ઇચ્છે ? ૮.

**જાલકા**—તને ખબર નથી કે રાણી રૂપવતીના સ્વર્ગવાસ પછી મહારાજે ફરી લગ્ન કર્યું છે, અને, નવાં રાણી લીલાવતી હજી યુવાવસ્થામાં પ્રવેશ જ કરે છે ?

રાઈ—અને એ લગનની નવી વિધાત્રી થવામાં તને શું મળવાનું હતું ?

જાલકા—યૌવન ફરી આવે તો તને રાજ્યનો ચોથો ભાગ આપી દેવા મહારાજે મને વચન આપ્યું હતું. પણ, એમના મનોરથ એમના આ લોહી સાથે વહી જાય છે ત્યાં મારા મનોરથનો ક્યાં શોક કરૂં ?

શીતલસિંહ—લાંબી લાંબી વાતો કરવાનો આ પ્રસંગ નથી. જાલકા ! તારી તીક્ષ્ણ બુદ્ધિથી શોધી કહાડ કે મહારાજના અવસાનની ખબર શી રીતે પહોંચાડવી. હું મહારાજની સાથે નિકળ્યો છું એ મહેલમાં સહુ જાણે છે તો મારે શી રીતે બચવું ? ખરી વાત કોણ માનશે અને કોણ સાંભળશે ?

જાલકા ( વિચાર કરીને: )—મહારાજ જીવતા છે એવી ખબર આપણે મોકલીએ તો કેમ ?

શીતલસિંહ—કાંઈ ચિત્તભ્રમ થયો ? જેને મહારાજ જીવતા હોવાની ખબર મોકલીએ તે જ પુછે કે એવી ખબર મોકલવાનું પ્રયોજન શું ? મહારાજ પોતે પાછા આવે એ જ ખબર તેમને તો જોઇએ.

જાલકા—જરા ધીરજથી સાંભળો. મહારાજ યૌવન મેળવવા પ્રયાસ કરે છે એ સહુ જાણે છે. તેથી, આપણે એવી ખબર મોકલીએ કે 'પરદેશથી કોઈ મ્હોટો વૈદ્ય આવ્યો છે તેણે મહારાજને જુવાન કરી દેવાનું માથે લીધું છે. છ માસ સુધી તેના ઔષધનું સેવન કરવાનું છે. પણ, એ છ માસ મહારાજ એકાંત ભોંયરામાં રહે અને વૈદ્ય આપે તે જ અન્નપાન લે, અને, બીજું કોઈ તેમનું દર્શન કરે નહિં તથા તેમનો શબ્દ સાંભળે નહિં, તો જ પ્રયોગ સફળ થાય. અને, એ પ્રયોગથી મહારાજને એવું યૌવન આવે કે પળિયાં જતા રહે ને કાળા વાળ આવે, દાંત પાછા ઉગે, કરચોળીઓવાળું શિથિલ અંગ પાછું પ્રફુલ્લ થાય, આંખોમાં પાછું તેજ આવે, અને, મુખાકૃતિ બદલાઈ એવી રમ્ય થાય કે મહારાજને ઓળખવા અઘરા પડે. આ યોજના પાર પાડવા મહારાજ વૈદ્ય સાથે ભોંયરામાં ઉતર્યા છે અને છ માસ પછી બહાર નિકળશે. ત્યાં સુધી પ્રધાન કલ્યાણકામ સર્વ રાજકારભાર ચલાવે એવી મહારાજની આજ્ઞા છે.' એ ખુલાસો મનાશે. અને કોઈ ભોંયરૂં જોવા આવશે તો અહીંથી નગર તરફ જતાં નદીકિનારે રુદ્રનાથ મહાદેવનું મંદિર આવેલું છે તેમાં ભોંયરૂં છે તે બંધ કરી રાખી બતાવીશું. એ મંદિર મારા તાબામાં છે.

**શીતલસિંહ**—યુક્તિ તો ઠીક લાગે છે, પણ, ૭ માસ પછી કોને રજુ કરીશું ?

**જાલકા**—એનો તો એક જ માર્ગ છે, તે એ કે આ રાઈને પર્વતરાય તરીકે રજુ કરવો.

**શીતલસિંહ** ( ભડકીને )—શું ! માળીને રાજા બનાવવો ?

**જાલકા**—તમને એ સ્થાન આપીએ, પણ તમને સહુ ઓળખે, અને, તમારો ચહેરો ઢાંકયો ન રહે. આપણા ત્રણ સિવાય કોઈ ચોથાનો વિશ્વાસ થાય નહિં. ૭ માસમાં રાઈને રાજદરબારની બધી હકીકતથી વાકેફ કરી દઈશું.

**રાઈ**—જાણે હું સંમતિ આપી ચુકયો હોઉં એવી રીતે જાલકા તું વાત કરે છે.

**જાલકા**—રાઈ ! આ દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરવાનો ગંભીર પ્રસંગ છે. તારે તો ફક્ત હું કહું તેમ કરવાનું છે. શીતલસિંહ ! જો આપણે જીવતા રહેવું હોય તો આ સિવાય બીજો ઉપાય નથી.

**શીતલસિંહ**—પણ, એમાં બહુ જોખમભર્યું સાહસ છે. હમણાં કે પછી જો કોઈ વેળા ખરી હકીકત બહાર પડી અને સહુએ જાણ્યું કે આ તો માળી છે તો આપણી શી ગતિ થવાની !

**જાલકા**—હાલ કરતાં વધારે ખરાબ ગતિ નહિં થાય. અને, પર્વતરાય મહારાજના મરણનું વૃત્તાન્ત પ્રકટ થાય તો તેમના પુત્રને અભાવે ગાદી માટે કોણ જાણે કેવી એ લઢાઈઓ જાગે અને રાજ્ય કેવું પાયમાલ થઈ જાય તેનો વિચાર કર્યો ? વળી, પર્વતરાયના સામન્તો તે કાંઈ વંશપરંપરાના હકદાર નથી. પર્વતરાય સાથે આ દેશમાં નવા આવેલા તમારા સરખા સામન્તોની જાગીરો જે નવો રાજા કોણ જાણે કયાંથી એ આખરે આવે તે પાળે એની શી ખાતરી ? રાઈ ગાદીએ આવે તો એવી ચિન્તાનું કાંઈ કારણ ન રહે. તમારી સેવાની કદર પણ એ જરૂર કરે.

**શીતલસિંહ**—તું બતાવે છે તેમ તારી યોજના પાર પડે તેવી છે ખરી. પણ, કાંઈ વધારે સાદો અને સહેલો અને ધાસ્તી વગરનો રસ્તો જડે તેમ નથી ?

જાલકા—શીતલસિંહ ! શી બાલક જેવી વાતો કરો છો ? રાજરોગ જામ્યો હોય ત્યાં સાકરનું પાણી પાઈ મટાડી દેવાનું કહેવું એ તો ફક્ત હાંસી જ છે. એક તરફથી, રાજવધનો આરોપ આપણુ સહુને માથે ઝઝુમે છે; બીજી તરફથી, રાજ્ય ઉંધું વળવાની દહેશત ઉભી થઈ છે; ત્રીજી તરફથી, રાત પાણીને વેગે વહી જાય છે, અને, સવાર પહેલાં બધી ગોઠવણ પુરી કરવાની છે; ત્યાં, સાદા ને સહેલા ને ધાસ્તી વગરના રસ્તાની શી વાતો કરો છો ? જે રસ્તો મને સુઝયો તે મેં બતાવ્યો. તમને કોઈ રસ્તો સુઝતો હોય તો બતાવો. નહિં તો છેવટ એક ટુંકો રસ્તો છેઃ આ શબ ઉપાડીને મહેલમાં લઇ જઈએ, અને, ત્યાં માથાં કપાવવા ઉભાં રહીએ. એ રસ્તો સાદો એ ખરો અને સહેલો એ ખરો ! પણ એમાં કાંઈક ધાસ્તી ખરી !

શીતલસિંહ—જાલકા ! આ સંકટથી મારૂં ચિત્ત વિહ્વલ થયું છે તેવે વખતે તું મારો તિરસ્કાર ના કર અને ઉપહાસ ના કર. મારી બુદ્ધિ ચાલતી નથી. તું જેમ કહે તેમ કરવાને હું તૈયાર છું. તું બાલણ કેમ થઈ ! તું તો કોઈ પરાક્રમી સ્ત્રી છે.

જાલકા—હવે, મહારાજના શબને ભૂમિમાં સમર્પણ કરીએ. અગ્નિદાહ કરવા જતાં ગુપ્તતા નહિં સચવાય. શીતલસિંહ, તમે નદીમાં સ્નાન કરી આવો. અમે બીજી તૈયારી કરીએ છીએ.

( સર્વ જાય છે. )

## પ્રવેશ ૪ થો.

સ્થળ : કિસલવાડી.

( રાઇ અને જાલકા સંભાષણ કરતાં પ્રવેશ કરે છે. )

રાઈ—ગમે તે થાય જાલકા ! પણ એમ મારા ચિત્તનું સમાધાન થવાનું નથી. શીતલસિંહને તેં ભય તથા લોભ દેખાડી મુગો કર્યો, પણ, મારૂં અંતઃકરણ એ પ્રકારે શાંત થાય એમ નથી. કપટથી મળવાના રાજ્યનો મારે ખપ નથી.

જાલકા—તેં માત્ર પુસ્તકો જ વાંચ્યાં છે, જગત્ જોયું નથી.

રાઈ—જગત્ જો ઉંચી ભાવનાઓથી શૂન્ય હોય તો તે જોવા સરખું પણ નથી. પરંતુ, જગત્ એવું અધમ નથી. ઉચ્ચ જીવન પણ જગતમાં શક્ય છે.

જાલકા—તને ઉચ્ચ જીવનમાં લઈ જવાનો જ મારો પ્રયાસ છે.

રાઈ—અને તે નીચ માર્ગે થઈને ?

જાલકા—ભલે, ઉચ્ચતાએ પહોંચવા સારૂ નીચ માર્ગ ન લઈએ, અને, આપણી સહીસલામતીની પણ દરકાર ન કરીએ. પણ, પર્વતરાયના મૃત્યુ પછી રાજ્યનું શું થાય ?

રાઈ—તેની ફીકર તારે અને મારે શા માટે કરવી ?

જાલકા—જે રાજ્યમાં આપણે વસીએ તેના હિત માટે ઉત્સુક ન રહેવું એ અધર્મ્ય છે. વળી, લાખો મનુષ્યોના જાનમાલની ખુવારી થતી અટકાવવી એ દયાના પ્રશ્નની પણ અવગણના કરવી યોગ્ય નથી.

રાઈ—હકદાર ગાદીએ બેસે તેમાં આપણે મદદ કરવી એટલું જ આપણું કર્તવ્ય છે.

જાલકા—એમાં સહાય થવાની તું પ્રતિજ્ઞા કરે છે ?

રાઈ—પ્રાણાન્તે પણ સહાય થઈશ. ન્યાય પ્રમાણે જે હકદાર નિકળશે તેને ગાદીએ બેઠેલો જોઈશ ત્યાં સુધી વિરામ નહિં લઉં: એવી પ્રતિજ્ઞા લઉં છું.

જાલકા—ત્યારે ગાદીના હકદારની ખોળ કરીએ. પર્વતરાયને પુત્ર નથી. બન્ધુઓ નથી. એણે તો દૂર દેશથી આવી આ રાજ્ય જીતી લીધેલું. તેનો પોતાનો જ આ રાજ્ય પર જુનો હક નહિં તો શું દેશાવરમાં એના કોઈ સગા હોય તેમાંથી કોઈને અહીં લાવીને ગાદીએ બેસાડવો ?

રાઈ—તું કહેતી હતી કે પર્વતરાયે આ દેશના પ્રથમના રાજા રત્નદીપદેવનો અધર્મથી વધ કરાવ્યો તે વેળા રત્નદીપદેવની રાણી અમૃતદેવી બાળક કુંવર જગદીપ સાથે પોતાના પિતાને ત્યાં હતી પણ તે પછી તેઓ કંઈ અદૃશ્ય થઈ ગયેલાં છે. તે કુંવર જડી આવે તો તેને ગાદીએ બેસાડવો જોઈએ.

જાલકા—એ તું પસંદ કરે છે ?

રાઈ—સંપૂર્ણ રીતે.

જાલકા—ત્યારે, આજ સુધી ગુપ્ત રાખેલી વાત તને કહું છું. તું જ જગદીપ છે અને હું જ તારી માતા અમૃતદેવી છું.

રાઈ (આશ્ચર્ય પામીને)—શું! તું મારી માતા! (જાલકાને ભેટે છે) (છુટો પડીને) આજ લગી તેં મને માતા વગરનો કેમ રાખ્યો?

(વસંતતિલકા.)

પાસે સુધાસરિત ને મુજ કંઠ શુષ્ક!
પાસે પ્રલેપનિધિ ને મુજ ચક્ષુ ઉષ્ણ!
પાસે સુવાસભરિ શીતલ વાટિકા, ત્યાં,
હું છિન્નભિન્ન ભટક્યો તૃણઝાંખરામાં! ૯.

જાલકા—તારા રક્ષણ માટે અને તારા ભાગ્યોદય માટે આ બધી ગુપ્તતા રાખવી પડી છે.

રાઈ—તારા ગાઢ વાત્સલ્યની કદર હવે મને સમજાય છે. પરંતુ, હૃદયમાં સ્નેહોર્મિઓ અનુભવવાનો મારા જીવનનો કેટલો બધો અમૂલ્ય સમય વ્યર્થ ચાલ્યો ગયો! બાળપણના વહી ગયેલા દિવસો તરફ હું દૃષ્ટિ કરૂં છું ત્યારે મને યાદ આવે છે કે

(દ્રુતવિલંબિત.)

નિરખતો કદિ બાળક દોડતાં
ઉલટથી નિજ માત નિહાળતાં,
ઉમળકા ઉઠતા હૃદયે મમ,
ન શકતો કળિ તેનું હું કારણ. ૧૦.

તેં મને સુખની ન્યૂનતા રાખી નથી, પણ, મનમાં માતાની કુમક વિનાનાં બાળપણનાં મારાં સુખ અધુરાં જ રહ્યાં!

(વસંતતિલકા.)

'મા' શબ્દ ધન્ય ઉચરી નહિં મેં કદાપિ
માગ્યા પદાર્થ નજીવા પ્રબલ સ્પૃહાથિ;
ના બાલખંડળિમહીં લિધિ મેં પ્રતિજ્ઞા:
'અન્યાય સારુ કરશે મુજ માત શિક્ષા.' ૧૧.

જાલકા—કંઈ કંઈ સ્થળે સંતાવું પડેલું ત્યાં હું તારી મા તરીકે શી રીતે પ્રકટ થાઉં ? ઘણાં વર્ષ વીત્યા પછી કનકપુરની સમીપમાં આ વાડી લઇને આપણે અહીં આવીને રહી શકયાં છીએ.

શાઈ—માળીને વેશે રહેવાનું તેં કેમ પસંદ કર્યું ?

જાલકા—ઘરાકોને ફુલ આપવા જતાં નગરમાં બધે ફરી શકાય છે. એ જ કામે આખરે હું રાજમહેલમાં દાખલ થઈ શકી અને પર્વતરાયનો મેળાપ કરી શકી.

શાઈ—પર્વતરાયને જુવાન કરવાના પ્રયત્નમાં તું શી રીતે ફતેહમંદ થવા ધારતી હતી ?

જાલકા—કેશ કાળા થાય અને ઘોડે બેસી શકાય એટલી શક્તિ આવે એવાં ઔષધ મારી પાસે છે, અને, તેટલું કરી આપવાની મેં શરત કરી હતી. પણ, પર્વતરાયને વૈદ્યક કરતાં જાદુ પર વધારે શ્રદ્ધા હતી. અને તેથી, જાદુના પ્રયોગથી સૂકા ઝાડનો એકદમ લીલો છોડ કરી બતાવવાની મારે યોજના કરવી પડી. એવો પ્રયોગ હું દેખાડું તો પર્વતરાય આજ રાત્રે જ મને એવો લેખ કરી આપવાના હતા કે જુવાનીનાં ચિહ્ન તેમને પ્રાપ્ત થયેથી રાજ્યનો ચોથો ભાગ મારી તરફથી તને આપવો.

શાઈ—અને તું એ જાદુનો પ્રયોગ શી રીતે કરત ?

જાલકા—એ તો માત્ર પેલા કાળા પડદા પાછળ બાંધેલી દોરીઓની કરામત હતી. ખાસ દાટેલું સૂકું ઝાડ ભોંયમાં ઉતરી જાત, અને, તેને ઠેકાણે એક લીલો છોડ ખસી આવત.

શાઈ—આટલું બધું છલ શાને માટે ?

જાલકા—તને તારા પિતાની ગાદી પાછી અપાવવા માટે. એક વાર રાજ્યનો ચોથો ભાગ તારે હાથ આવે તો કોઈ કાળે પર્વતરાય છતાં કે પર્વતરાય પછી આખું રાજ્ય સંપાદન કરવાની તને અનુકૂળતા મળે. તારા બાહુબળ પર મને સંપૂર્ણ ભરોંસો છે.

શાઈ—પરંતુ, બાહુબળ વાપરનારા છલનો આશ્રય નથી કરતા.

જાલકા—છલની જે શિક્ષા હશે તે હું ભોગવીશ. પણ તારા પિતાની પ્રતિષ્ઠા ખાતર અને તારી માતાના પ્રેમ ખાતર તું આ પ્રસંગ વ્યર્થ જવા ન દઈશ. બળથી રાજ્ય વશ કરીએ એવું આ વેળા આપણું સામર્થ્ય નથી. અને વળી, પ્રાણાન્તે પણ જગદીપને ગાદીએ બેસાડવાની તેં પ્રતિજ્ઞા કરી છે.

રાઈ—પણ તે અસત્યને માર્ગે ? પ્રાણાન્તે પણ ધર્મયુદ્ધ કરવા નિકળતાં મને લેશમાત્ર સંકોચ નથી.

જાલકા—પર્વતરાયનો તારા શસ્ત્રથી જ તેં વધ કર્યો છે.

રાઈ—અજાણતાં થયેલા વધમાં ક્ષત્રિયનું પરાક્રમ ગણાતું નથી.

(દોહરો.)

સામો જઇ જે ઘા કરે, તે જ ખરો રણવીર;
ચાડી ચુગલી તોલનું છૂપું ફેંક્યું તીર. ૧૨.

મને પ્રકટ થવા દે કે મારા પરાક્રમનો દાવો કરવાનો મને પ્રસંગ મળે.

જાલકા—અત્યારે પ્રકટ થવાનો સમય છે ? તું ગાદીએ દૃઢ સ્થપાઈશ પછી આપણે કશું ગુપ્ત નહિં રાખીએ. પણ, જગદીપ—અરે—રાઈ ! આ અણીનો સમય છે; અને તું તારી માતાને નિરાશ ન કર. મૃત્યુની મને બીક નથી, પણ, મારા સ્વામીનું અને મારા પુત્રનું રાજ્ય સદાને માટે લુપ્ત થતું જોઈને તથા તેમનો વંશ નિર્મૂળ થતો જોઈને મારે પ્રાણત્યાગ કરવાનો ? અને, એ બધી ક્રૂરતા મેં આશાએ આશાએ કષ્ટ વેઠી સંભાળથી ઉછેરેલા મારા પુત્રને જ હાથે ?

રાઈ—મા ! મને એક વાર એ સંબોધન કહી લેવા દે. કોઈ સમીપ નથી—મા ! તારા પ્રેમ-આગળ મારૂં આત્મબળ હારી ગયું છે. હું પણ છલની જે શિક્ષા હશે તે ભોગવીશ. હું તારી ઇચ્છાને આધીન છું.

જાલકા—જો ! પણે શીતલસિંહ સ્નાન કરીને આવે છે. જા, તું પણ સ્નાન કરી આવ. રાજાનું સ્નાન રાજાના વારસે કરવું જોઈએ.

રાઈ—મને એ મૃત્યુથી શી રીતે મલિનતા પ્રાપ્ત થઈ છે ? પરંતુ, નદીની શીતલતા શાન્તિકર થશે.

(રાઈ જાય છે.)

(શીતલસિંહ પ્રવેશ કરે છે.)

જાલકા—શીતલસિંહ! બહુ વાર થઈ!

**શીતલસિંહ** (હાંફતો હાંફતો)—કાં તો અંધારી રાતને લીધે અથવા તો આ બનાવને લીધે નદીએ અત્યારે બહુ કારમી વસ્તી થઈ છે. હું નદીની રેતીમાં પેઠો એટલે પાછળથી પાસે આવી મહારાજના જેવા અવાજથી મારૂં નામ દઈ મને કોઈએ બોલાવ્યો. પાછો ફરી જોઉં છું તો કોઈ મળે નહિં! થોડી વાર તો મારાથી હલાયું કે ચલાયું નહિં. પછી, પાછળ જોતો જાઉં ને આગળ ચાલતો જાઉં એમ હું નદીકિનારે પહોંચ્યો. જેવો પાણીમાં પગ મુકું છું તેવી રાણી રૂપવતીની આકૃતિ પાણીમાંથી નિકળી આવી, અને, મને, અંદર બોલાવવા તેણે હાથ લાંબો કર્યો. હું ભયથી છળીને નાઠો, અને, ઘણી વાર સુધી એક ઝાડનો થડે વળગીને સંતાઈ રહ્યો. આખરે તારૂં સ્મરણ થયું ત્યારે મને હિંમત આવી, અને, હું આંખો મીંચી રાખી ને કાન દાબી રાખી જેમ તેમ નાહીને અહીં દોડી આવ્યો. આ વાડીના ઝાંપામાં હું પાછો પેઠો ત્યારે હું જીવતો છું એમ મને ખાતરી થઈ. રાત્રે નદીએ જતો હોય તો એને પાછો બોલાવ.

જાલકા—એને ભય નહિં લાગે અને ભૂત નહિં દેખાય. ભયભીત દશામાં નિર્બળ થયેલા મનને જ એવી સ્વકલ્પિત ભ્રમણાઓ દેખાય છે.

**શીતલસિંહ**—જાલકા! એક બીજી શંકા મને ઉત્પન્ન થઈ છે. તે કહું છું તે માટે ક્ષમા કરજે. તારી યુક્તિ પ્રમાણે આપણે નગરમાં સંદેશો કહેવડાવીશું અગર હું જઈને કહીશ, પણ, કલ્યાણકામ અને બીજા રાજપુરુષો તે નહિં માને તો! એવી વાત એકદમ ન એ મનાય.

જાલકા—તેની ફીકર કરવા જેવું નથી. મહારાજની કમ્મરમાંથી આ પત્ર મને મળી આવ્યો છે. એમાં માત્ર મહારાજની સહી અને મહોરછાપ છે. બાકીનો પત્ર કોરો છે.

**શીતલસિંહ**—તને તું કહે તેવી ઇબારતનો લેખ લખી આપવા મહારાજ એ પત્ર તૈયાર કરી સાથે લેતા આવ્યા હતા.

જાલકા—એ પત્ર ઉપર આપણો સંદેશો તમે લખજો. અને, મહારાજની આંગળીએથી આ વીંટી હું લેતી આવી છું તે તેમના રીવાજ મુજબ એંધાણી તરીકે પત્ર જોડે મોકલીશું.

**શીતલસિંહ**—આફરીન ! જાલકા, તારી અક્કલને આફરીન ! મહારાજ પોતે જીવતા હોય તો પણ આ પુરાવો તેમને માનવો પડે.

**જાલકા**—રાઈને આ પત્રની વાત કહેવાની નથી. ભેદમાં જેટલા ઓછા સામીલ તેટલી વધારે સલામતી. મહારાજનો આ હાર અને આ તોડો છે તે રાઈ જ્યારે મહારાજને વેશે નગરમાં જશે ત્યારે એને પહેરાવીશું. હવે આપણું કાર્ય સમાપ્ત કરીએ.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

---

સ્થળ : રંગિણી નદીનો કિનારો.

( રાઈ પ્રવેશ કરે છે. )

**રાઈ**—માનવકૃતિ અને પ્રકૃતિ વચ્ચેના મ્હોટા અન્તરનો અનુભવ મને આજે જ થયો. વાંચ્યું હતું અને સાંભળ્યું હતું તેનો સાક્ષાત્કાર થયો નહોતો ત્યાં સુધી એ અન્તરની વાસ્તવિકતા મને સમજાઈ નહોતી. ક્યાં એ વાડી અને ક્યાં આ નદીતટ !

( શિખરણી. )

ધવાયાં શાં ગાત્રો મનુજકરથી ત્યાં પ્રકૃતિનાં !
અહીં શાં સ્વચ્છંદે અવનિ જલ આકાશ ખિલતાં !
રહ્યાં શાં ઘુમાઈ મનુજકૃતિનાં ઇન્ધન ત્યહાં !
અહીં શી પૂર્ણોર્મિ પ્રકટિ ધરતો ઉજ્જ્વલ પ્રભા ! ૧૩.

( આર્યા. )

રૂંધાયો મુજ જીવ ત્યાં મનુજતણા શ્વાસથી મલિન પવને,
ઉલ્લસતો અહીં આવી જલ તરુ તારક વિશે ભળિને. ૧૪.

નદી ! તારી સુભગ શીતલતાની મારામાં સંક્રાન્તિ થાય એ શક્ય છે ?

( નદીમાં પ્રવેશ કરે છે. ) ( નદીના પાણીમાં નજર કરી ઉભો ઉભો ચકિત થઈ ) કેવો ચમત્કારી દેખાવ !

( હરીગીત. )

આ તારકો પ્રતિબિમ્બદ્વારા જલ વિશે ઉતરી ગયા !
ખેંચે નદીનો વેગ તોએ સ્વસ્થથી તે દૃઢ રહ્યા !
મુજ અંતરે પ્રતિબિમ્બમાં કંઇ જ્યોતિઓ જે ઝગઝગે,
શું જાલકામતિવેગમાં જાશે તણાઈ સર્વ તે ? ૧૫.

પરંતુ, હવે જાલકાની મતિનો પ્રશ્ન ક્યાં છે ? અમૃતદેવીની ઇચ્છા એ તો ખરે જુદી જ વસ્તુ છે. માતાની ઇચ્છા પૂર્ણ કરતાં પુત્રને સંકોચનું સ્થાન આવે ત્યાં પુત્રના રથનું પૈડું પંકમાં ગળી જાય છે. શું પુત્રને યોગ્યાં-યોગ્ય જોવાનો અધિકાર નથી ? રંગિણી ! તારા જલમાં આ ગુંચવાડાનો કંઈ ખુલાસો છે ?

( સોરઠો. )

મારે દુખકી જેહ ઉત્તર દે તું તેહને ?
છે તુજ ઉદરે તેહ, ધરતીમાં જે ક્યાં નથી ? ૧૬.

પણ, મારી અશક્તિનો દોષ ધરતીને માથે શા માટે નાખવો ?

( શાર્દૂલવિક્રીડિત. )

જ્ઞાનીઓ, કવિઓ, તપસ્વિ ઋષિઓ, ભક્તો, મહાચિન્તકો,
સંતો, તાત્વિક પંડિતો, નયવિદો, રાજ્યોતણા શાસકો,
વિદ્વાનો જલ ભૂમિ પ્રાણી પશુના આકાશ પાતાલના,
પોષ્યા કાંઇ અગણ્ય જે ધરતિએ ઓછું શું છે તેહમાં ? ૧૭.

ધરતીના પટ પર આવો ભર્યો ભંડાર છે; કંઇ મનુષ્યો રોગમાંથી આરોગ્ય પામ્યા છે, કંઈ મનુષ્યો આરોગ્યમાંથી રોગ પામ્યા છે; ત્યાં આ મારી શંકાઓ માટે જડીબુટ્ટી કોઇ ઠેકાણેથી નહિં મળી આવે ? કોઈ કવિ-કોવિદ–વિશારદ એવો નહિં મળે કે જે મને સમજાવે કે માતાનો પ્રેમ મારા અંતઃકરણને કેમ ગુંચવે છે ?

( અનુષ્ટુપ્. )

પ્રેમ ને સત્ય એ બન્ને અંશો એક જ ઇશના;
તથાપિ કેમ દેખાતા વિરોધી માર્ગ તેમના ? ૧૮.

પણ, પેલું કોણ દેખાય છે ? મારા એકાંતને ખંડિત કરવા અને પ્રકૃતિની પવિત્રતાને કલુષિત કરવા કોણ રેતીમાં પગલાં ભરે છે ? અરે ! જાલકા હોય એમ લાગે છે !

( જાલકા પ્રવેશ કરે છે ).

જાલકા—આ શું રાઈ ! તેં હજી સ્નાન નથી કર્યું અને વસ્ત્ર પહેરીને પાણીમાં ઉભો રહ્યો છે !

રાઈ—સ્નાન કરવું કે ન કરવું એ વિચારમાં છું. ધરતી મને કોરો રાખી શકે તેમ છે, અને, નદી મને ભીનો કરી શકે તેમ છે. બેમાંથી કોની પ્રસાદી ગ્રહણ કરવી એ નિર્ણય કરવો બહુ કઠણ છે.

જાલકા—એ તારી પંડિતાઈના તર્કવિતર્ક જવા દે. હવે તો દુનિયાની ખરી વસ્તુઓ સાથે કામ લેવાનું છે.

રાઈ—અને પંડિતાઈ ખોટી વસ્તુ છે ?

જાલકા—તે તો કોણ જાણે. પણ, પંડિતો રાજ કરી શકતા નથી.

રાઈ—ખરી રીતે તો પંડિતો જ દુનિયામાં રાજ્ય ચલાવે છે. રાજાઓ અને મંત્રીઓ તો માત્ર પંડિતોએ ઠરાવેલા નિયમોનો અમલ કરે છે; અને, તેમાં તેઓ ચુકે છે ત્યારે રાજ્ય ખોઈ બેસે છે.

જાલકા—તું ગાદીએ બેસે પછી પંડિતોની સભા ભરી તેમની આગળ એ પ્રશ્ન મુકજે. પણ, અત્યારે તો સ્નાન કરી લે. હું પણ સ્નાન કરવા આવી છું.

રાઈ—જાલકા ! સ્નાનનો આ શો ઢોંગ ! શબના સ્પર્શથી તને મલિનતા થઈ નથી તો તારે સ્નાનની શી જરૂર ? તારા ચિત્તને તો સંતાપ થયો જ નથી કે શાન્તિ મેળવવાના પ્રયત્નનો આરંભ કરવામાં તને સ્નાન ઉપયોગી થાય.

જાલકા—પ્રેત સાથેનો સંબંધ તુટ્યાનું સ્નાનથી મનમાં ઠસે છે.

રાઈ—એ આશા વ્યર્થ છે. પર્વતરાય સાથેનો સંબંધ કદી તુટવાનો નથી, અને, આપણને એ પ્રેતનું વિસ્મરણ કદી થવાનું નથી. અમે ત્યાં જઈશું પણ પર્વતરાયનું મૃત્યુ આપણી નજર આગળથી ખસવાનું નથી. અને, તેટલેથી બસ ન હોય તેમ તેં પર્વતરાયના ઘરમાં જઈને વસવાની અને તેનો વેશ ભજવવાની યોજના કરી છે !

જાલકા—તને પાછી નિર્બળતા આવતી જણાય છે.

રાઈ—નિર્બળતા કહે કે સબળતા કહે, પણ, મારૂં અંતઃકરણ બહુ ઉછાળા મારે છે, અને, તારી આ યોજનાને પોતાની અંદર પેસવા દેતું નથી.

જાલકા—એક વાર માર્ગ પકડયા પછી શિથિલ પગલાં ભરવા એ કાયરપણું છે, અને, એથી આખરે વિનાશ જ થાય છે.

રાઈ—હજી શો માર્ગ પકડયો છે ?

જાલકા—પર્વતરાયનું શબ જમીનમાં દાટયું છે, અને શીતલસિંહ સંદેશો લઈ રાજમહેલ તરફ રવાના થયો છે.

રાઈ—ખાડામાં પગ ઉતાર્યો હોય તોપણ પાછો ખેંચી નથી લેવાતો ? બહુ બહુ તો થોડો છોલાઇને બહાર આવે !

જાલકા—રાઈ ! તારી આ અસ્થિરતા મને બહુ દુઃખી કરે છે. હું જ્યાંથી જુની આફતોનો છેડો આવેલો ધારૂં છું ત્યાંથી તું નવી આફતોની શરૂઆત કરવા કેમ માંડે છે ? મારા હૃદયના ઉલ્લાસ માટે તને કાંઈ દરકાર જ નથી !

રાઈ—એ દરકાર જ મને વિવશ કરે છે.

જાલકા—તો એક વાર વિવશતા સહન કરી લે. હવે અહીં સ્નાન કરવામાં તારૂં દિલ નહિં લાગે. વાડીમાં ચાલ. ત્યાં સ્નાન કરીશું. તને વાર થઈ તેથી મને ફીકર થઈ હતી જ કે તને પાછી ગુંચવણની આંકડી આવી હશે. ચાલ, એ આંકડીના નુસકા એની મેળે મળી આવશે.

( બન્ને જાય છે. )

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળઃ કનકપુરની કચેરી.

( કલ્યાણકામ અને પુષ્પસેન કચેરીમાં બેઠેલા પ્રવેશ કરે છે. )

કલ્યાણકામ—પુષ્પસેનજી ! ઉત્તર મંડળમાં જાગેલા દંગાનું ખરેખરૂં કારણ આપને શું માલમ પડયું ?

પુષ્પસેન—કર ઉઘરાવનારાઓના જુલમની ફરિયાદ કાંઈક ખરી હતી. પરંતુ, દંગો તો મંડલેશ દુર્ગેશની ઉશ્કેરણીથી જ થયો હતો એમ મારી ખાતરી થઈ.

કલ્યાણકામ—આપ જવા નિકળ્યા ત્યારે મેં આપને ચેતવણી આપી જ હતી કે દુર્ગેશની સાથે કુશળતાથી વ્યવહાર કરવાનો છે. જે બુદ્ધિબળથી એ રાજકાર્યની નિપુણતામાં પંકાય છે તે જ બુદ્ધિબળ એને ઉંચી પદવીના લોભમાં ભમાવે છે. પરંતુ, આ દંગામાં એની સામેલગીરી શી રીતની હતી ? દંગો બેસાડી દેવા સારૂ પાટનગરથી સૈન્ય મોકલવા એણે સંદેશો મોકલેલો તે પરથી તો જણાતું હતું કે દંગાથી એ બહુ ચિંતાતુર થયેલો હતો.

પુષ્પસેન—હું સૈન્ય લઈ જઈ પહોંચ્યો ત્યારે સ્થિતિ બહુ વિષમ હતી, અને, એની ચિંતા સકારણ હતી એ ખરૂં. પરંતુ, દોરી એના હાથમાંથી ખસી ગઈ હતી તેથી એને ભય અને ચિંતા થયાં હતાં. શરૂઆતમાં તો દંગો કરનાર લોકોને એણે નાણાં આપેલાં અને હથિયાર આપેલાં એ હકીકત ચોખ્ખી રીતે મને માલમ પડી. અને, લોકોને બેદિલ કરવા સારૂ એણે કર ઉઘરાવનારાઓના જુલમ વિશેની ફરિયાદો ગણકારેલી નહિં, એટલું જ નહિં, પણ, તેઓ જુલમ કરી શકે એવા નવા ધારા એણે કહાડેલા.

**કલ્યાણકામ**—એ બધામાં એનો હેતુ શો ?

**પુષ્પસેન**—પર્વતરાય મહારાજ હાલ એકાંતમાં છે અને દેશને માથે રાજા નથી તેવે સમયે દંગો કરાવી ઉત્તર મંડળમાંના સૈન્યને પોતાના કાબુમાં લઈ સૈનિકોને લુંટફાટ કરવા દઈ રાજી કરી આખરે તેમની મદદથી ઉત્તર મંડળના સ્વતંત્ર ધણી થઈ બેસવું, એવો એનો ઉદ્દેશ હતો. આપે એના મહત્ત્વાકાંક્ષી લોભની પરીક્ષા કરી છે તે યથાર્થ છે.

**કલ્યાણકામ**—એની એ યોજના કેટલેથી ભાગી પડી ?

**પુષ્પસેન**—દંગો તો એ જગાવી શકયો, પણ પછી, દંગાખોરો વશ રહ્યા નહિં; દુર્ગેશના મદદગારો ઉપર તેમણે હલ્લા કર્યા અને દંગાખોરો તથા સૈનિકોએ એવી અતંત્ર લુંટફાટ ચલાવી કે આખું મંડળ ત્રાહિ ત્રાહિ કરવા લાગ્યું. પછી, લુંટની વહેંચણી બાબત દંગાખોરો અને સૈનિકો વચ્ચે લઢાઈઓ ચાલી, અને, તેઓ એક બીજાની કાપાકાપી કરવા લાગ્યા. દુર્ગેશ એકનો પક્ષ લે તો બીજા ક્રોધાયમાન થાય એમ બનવા લાગ્યું, અને, ન ટકાયું ત્યારે એણે આપની પાસે મદદ મંગાવી.

**કલ્યાણકામ**—

( ઉપજાતિ. )

દુર્વૃત્તિઓ જે જગવે જનોની,<br>
તે ખેલ માંડે ભયનો ભરેલો;<br>
ભર્યાં તળાવોતણિ પાળ ખોદી,<br>
રોકી શક્યા છે જલધોધ કોણ ? ૧૫.

કડવા અનુભવથી દુર્ગેશને શિખામણ તો મળી, પણ, ઉત્તર મંડળનું આધિપતિપણું એના હાથમાં હવે રહેવા દેવું એ હિતકર છે ?

**પુષ્પસેન**—દંગો બેસાડી દેવામાં તો એણે મને ખરા અંતઃકરણથી મદદ કરી હતી, અને, એ મંડળમાં હવે સંપૂર્ણ શાંતિ થઈ ગઈ છે. પણ ચિત્તમાં એક વાર પેઠેલું રાજદ્રોહનું વિષ પૂરેપૂરૂં નિકળી જવું બહુ કઠણ છે. અને, રાજ્યલોભનો કીડો એવો છે કે નરમ પડી ગયા પછી તે પાછો ફરી ફરી ચળવળી આવે છે અને ચિત્તને કોરે છે. આપની મના ન હોત તો હું એનો શિરચ્છેદ કરત અથવા એને બંદીવાન કરત.

કલ્યાણકામ—દુર્ગેશનો પૂરેપૂરો વિશ્વાસ ન થાય એ ખરૂં છે. પરંતુ, એને હાલ સંકટમાં ઘેરીએ તો એની નિષ્ફળતાથી અસંતુષ્ટ થયેલા એના મિત્રો અને મદદગારો પાછા એને જઈ મળે. વળી, એવા યુવકની ઉત્કૃષ્ટ બુદ્ધિશક્તિ રાજ્યના ઉપયોગમાં કદિ ન આવે એમ સદાને માટે રદ કરવી એ પણ ઉચિત નથી. એને કનકપુરમાં ઉપમંત્રીને પદે બોલાવીશું તો અત્યારે એ ઉત્તર મંડળ છોડીને અહીં ખુશીથી આવશે. રાજ્યને ત્યાંનું ભયકારણ દૂર થશે, અને, પાટનગરમાં એ અંકુશમાં રહેશે.

(દ્વારપાળ પ્રવેશ કરે છે.)

દ્વારપાળ—(નમન કરીને)—ભગવન્ત! રાણીસાહેબ તરફથી દાસી મંજરી સંદેશો લઈને આવી છે.

કલ્યાણકામ—આવવા દે.

(દ્વારપાળ જાય છે.)

પુષ્પસેન—પ્રધાનજી, ત્યારે હું રજા લઈશ.

કલ્યાણકામ—બેસો પુષ્પસેનજી, આપની સલાહની જરૂર પડશે.

(મંજરી પ્રવેશ કરે છે.)

મંજરી—(ઓવારણાં લઇને)–સૌભાગ્યવન્તાં રાણીસાહેબે ભગવન્ત પ્રધાનજીને નમસ્કાર કહ્યા છે, અને, કહેવડાવ્યું છે કે દક્ષિણથી ઝવેરી આવ્યો છે તેની પાસેથી હીરા અને મોતી લીધાં છે તેના એક લાખ દામ આપવા કોશાધીશને આજ્ઞા કરશો.

કલ્યાણકામ—ગયા માસમાં રાણીસાહેબને એક લાખ દામ મોકલ્યા હતા.

મંજરી—તે તો ઘણે ભાગે કાશીથી આવેલાં કસબનાં લુગડાં લેવામાં ખરચાઈ ગયા, અને, થોડા વધ્યા તે કોઠાર ખરચમાં વપરાયા. ઝવેરાત મંગાવી આપવાનું આપને રાણી સાહેબે પ્રથમ કહેવડાવ્યું હતું, પણ, આપે ઉત્તર મોકલેલો કે દંગો વખતે લાંબો ચાલે તો ઘણાં નાણાંની જરૂર પડે તેથી હાલ ઝવેરાત માટે ખરચ થાય તેમ નથી.

પણ. હવે તો દંગો શમી ગયો છે, અને, ઝવેરી સારો માલ લઇ આવી પહોંચ્યો તેથી રાણી સાહેબે ઝવેરાત ખરીદ કર્યું છે.

**કલ્યાણકામ**—પુષ્પસેનજી ! દંગા સંબંધીનો બધો હિસાબ ચુકી ગયો છે ?

**પુષ્પસેન**—ઉત્તર મંડળમાં ચતુરંગ સેના માટે લીધેલા ધાન્ય અને ઘાસના બે લાખ દામ વેપારીઓને હજી આપવાના બાકી છે. વળી, સૈનિકો માટે લીધેલા ઘોડા અને શસ્ત્રના ત્રણ લાખ આપવાના બાકી છે.

**મંજરી**—રાજ્ય હોય ત્યાં ખરચ તો ચાલ્યા જ જાય. મહારાજ એકાન્તવાસમાં હોવાથી રાણી સાહેબને આમ નાણા માટે સંદેશા મોકલવા પડે છે તેથી એમને બહુ ઓછું આવે છે. ભગવન્તે ઝવેરાત મંગાવવા ના કહી ત્યારે રાણી સાહેબ રોયાં હતાં.

**કલ્યાણકામ**—રાણી સાહેબને અમારા નમસ્કાર કહેજો, અને, ઝવેરીને અમારી પાસે મોકલવા વિનંતિ કરજો. એનાં નાણાં ચુકાવી આપીશું.

(મંજરી નમન કરીને જાય છે.)

**પુષ્પસેન**—કોશાધીશ કહેતા હતા કે આવતી મોસમમાં કરનું ઉઘરાણું આવશે ત્યાં સુધી નાણાંની ટાંચ રહેશે.

**કલ્યાણકામ**—મંજરીએ છેવટે અશ્રુપાતનો ભય બતાવ્યો એટલે હું નિરુપાય થઈ ગયો.

(ચામર.)

સામ દામ ભેદ દંડઃ જે ઉપાય છે લખ્યા,
ચાર તે નરોનિ બુદ્ધિશક્તિથી જ છે રચ્યા;
રાજનીતિશાસ્ત્રકાર હોત જો સ્ત્રિઓ કદી,
અશ્રુપાત પાંચમો લખાત શાસ્ત્રમાં નકી. ૨૦.

**પુષ્પસેન**—રાજકાર્યોના કઠણ અભ્યાસથી સ્ત્રીજાતિની મૃદુતાની આપને અવગણના થઈ છે.

( તોટક. )

મૃદુતા લલનાહૃદયે વસતી
પ્રતિ અશ્રુ વિશે થતિ મૂર્તિમતી;
વિણુ સેચન એ મૃદુતારસના
સુકિ કર્કશ આ બનિ જાય ધરા. ૨૧.

(દ્વારપાળ પ્રવેશ કરે છે.)

દ્વારપાળ—(નમન કરીને)—કોટવાળ સાહિબ અન્દર આવવાની રજા માગે છે.

લ્યાણકામ—એકલા છે ?

દ્વારપાળ—સાથે સિપાઈઓ છે અને પકડેલા માણસો છે.

કલ્યાણકામ—સહુને અન્દર આવા દે.

(દ્વારપાળ જાય છે.)

(કોટવાળ, સિપાઇઓ, અને, હાથે બાંધેલા બે માણસો પ્રવેશ કરે છે.)

કોટવાળ—ભગવન્તને નમસ્કાર કરૂં છું.

કલ્યાણકામ—કોટવાલજી! આ માણસોનો શો અપરાધ છે?

કોટવાળ—આ બન્ને સખસો રાજમાર્ગ ઉપર ગાળાગાળી અને મારામારી કરતા હતા. તેમની મદદે તેમના પક્ષનાં માણસો આવ્યાં અને રસ્તાંમાં બહુ તોફાન થયું. સિપાઈઓએ તેમને રોકયા પણ માન્યું નહિં, અને, ઉલટા તેઓ સિપાઈઓને મારવા ધસ્યા.

કલ્યાણકામ—(પકડાયેલા માણસોને)—તમને ઘેર અણગમો થતો હોય તોપણ તુરંગમાં જવા શા માટે આતુર થાઓ છો? જાત્રાએ જાઓ.

પહેલો માણસ—ભગવન્ત! તુરંગમાં જવા જેવું મેં કાંઈ કૃત્ય કર્યું નથી.

બીજો માણસ—ભગવન્ત! એ તુરંગમાં જવાને પાત્ર છે. હું નિર્દોષ છું.

કલ્યાણકામ—જે નિર્દોષતા સરજદરબારમાં આવી ધારણ કરો છો તે ઘેર ધારણ કરી હોત તો કોટવાલજીને આટલી મહેનત પડત નહિં. તમારા વચ્ચે કલહ શાથી થયો?

**બીજો માણુસ**—ભગવન્ત ! આ માણુસ મારો ગોર છે, હું એનો જજમાન છું. મારી દીકરી માટે સારો વર ખોળી લાવવા મેં એને પરગામ મોકલ્યો હતો. એ મારો વંશપરંપરાનો ગોર છે. મારી તરફથી સારી રીતે દાનદક્ષિણા એને મળે છે. તે છતાં, મારી નવ વરસની બાળકીનું વેવીશાળ એંસી વર્ષના ઘરડા ડોસા સાથે એ કરી આવ્યો છે. ડોસાના પૈસા ખાઈને મારી દીકરીનો ભવ બગાડયો છે.

**કલ્યાણકામ**—ભવ બગાડયો શાનો ? તું વેવીશાળ રદ કર.

**બીજો માણુસ**—ગોર ચાંલ્લો કરી આવ્યા પછી વેવીશાળ કંઈ તોડાય ?

**કલ્યાણકામ**—અન્યાયનાં બંધન છોડી ન નંખાય ?

**બીજો માણુસ**—ભગવન્ત ! નાતની રૂઢિ પડી તે શું કરીએ ? અમારી નાતમાં વેવીશાળ કોઈ કારણથી તોડાતાં નથી. કોઈ તોડે તો નાતવાળા નાતબહાર મુકે, અને, કન્યાને બીજું કોઈ લે નહિં.

**કલ્યાણકામ**—યોગ્ય અયોગ્યનો નાત વિચાર નહિં કરે ?

**બીજો માણુસ**—નાત તે વળી એવો વિચાર કરે ભગવન્ત ?

**કલ્યાણકામ**—નાત સત્ અસત્ પણ જુએ નહિં ?

**બીજો માણુસ**—શી રીતે જુએ ?

**કલ્યાણકામ**—(પહેલા માણુસને)—ભૂદેવ ! તમે કન્યાના પિતાતુલ્ય અને બીચારી કન્યાને કુવામાં કેમ નાખી આવ્યા ?

**પહેલો માણુસ**—ભગવન્ત ! કુવામાં નથી નાખી. વર તો શ્રીમન્ત છે. બીજ વર છે એટલે ઉમર તો સહેજ વધારે હોય, પણ, કન્યા બેઠી બેઠી રોટલો ખાશે. અને, પરદેશથી વૈદરાજ આવ્યા છે તે મહારાજ પર્વતરાયને ઉપચાર કરી રહે પછી એ વૈદ્યને રાખી એ જ ઉપચાર આ વર કરશે તો એ પણ જુવાન થઈ જશે.

**બીજો માણુસ**—ભગવન્ત ! આ ગોરે એવું કહ્યું તેથી જ લઢાઈ થઈ. મેં ગોરને કહ્યું કે તમને ડોસાએ પૈસા આપ્યા છે તેના ચાર ભાગ કરો. એક ભાગ તમે રાખો, અને ત્રણ ભાગ મને આપો કે તેમાંથી એક

ભાગ ડોસાને જુવાન કરવામાં ખરચીએ, અને બાકીના બે ભાગ મારે ઘડપણમાં ગુજરાન માટે ચાલે. મેં પૈસા માગ્યા ત્યારે ગોર સામી ગાળો દેવા લાગ્યા અને મારવા આવ્યા. એથી લોકો ભરાઈ ગયા અને હોહો થઈ ગઈ.

**પહેલો માણસ**—ભગવન્ત ! મારા પૈસામાંથી હું શાનો ભાગ આપું ? મેં તો કારજ કરી આપ્યું. વરને જુવાન થવું હોય તો વર પૈસા ખરચે, અને, કન્યાના બાપને નાણું જોઇતાં હોય તો વર પાસે કહડાવે.

**બીજો માણસ**—ડોસાની પહેલી વારની બાયડીના છોકરા છે તે હવે એક બદામ આપવા દે એમ નથી.

**કલ્યાણકામ**—કોટવાલજી ? અત્યારે અમારા ચિત્તને બહુ ક્ષોભ થયો છે. કાલે આ માણસોને હાજર કરજો. એમનાં બંધન કાઢી નાખજો. એમના દુરાચરણે એમને બાંધ્યા છે તે બસ છે.

**કોટવાળ**—જેવી આજ્ઞા.

( કોટવાળ, સિપાઈઓ અને બન્ને માણસો જાય છે. )

**પુષ્પસેન**—મંત્રીશ્વર ! નિત્યની આવી વસમી માથાઝીક આપને બહુ વ્યગ્ર કરતી હશે. અમારો તરવાર ફેરવવાનો ધંધો સહેલો અને ટુંકો.

**કલ્યાણકામ**—આવા આચારથી દેશની દુર્દશા થવા બેઠી છે તે તરવાર ફેરવવાથી મટે તેમ નથી મહારાજે ઘડપણમાં લગ્ન કર્યું ત્યાં પ્રજાજનનો એવા કૃત્ય માટે શી રીતે દોષ કઢાય ? અને, વૃદ્ધત્વ માટે માંડેલા આ ઉપચાર ઉપરથી તો હજી કોણ જાણે કેટલાએ ફણગા ફુટશે ! હવે અત્યારે તો કચેરી બરખાસ્ત કરીશું.

( બન્ને જાય છે. )



## પ્રવેશ ૨ જો.

---

સ્થળ: કલ્યાણકામની હવેલી.

( કલ્યાણકામ અને સાવિત્રી બેઠેલાં પ્રવેશ કરે છે. )

**કલ્યાણકામ**—રાણી સાહેબનું નવું ઝવેરાત જોઈ તમને થોડું ઘણું એવું ખરીદવાની ઇચ્છા ન થઈ!

**સાવિત્રી**—રાણી સાહેબ તો મહારાજ પર્વતરાય જુવાન થઈને આવે ત્યારે તેમને પ્રસન્ન કરવાની ઉત્કંઠાથી આ બધી તૈયારી કરે છે. અને, હું તો તમને પ્રસન્ન કરી ચુકી છું.

**કલ્યાણકામ**—તમે કહેતાં હતાં કે પોતાના મનની તૃપ્તિ ખાતર પણ સ્ત્રીઓ અલંકાર પહેરે છે.

**સાવિત્રી**—અતૃપ્ત મન તૃપ્તિનાં અનેક સાધન શોધે છે. પરન્તુ, મારી તૃપ્તિમાં એવી ન્યૂનતા જ નથી. આપણા લગ્ન પ્રહેલાં અલંકારોથી મને બહુ ઉલ્લાસ થતો, અને, આપણા અનુરાગમાં ન્યૂનતા હોત તો આજ પણ હું અલંકારોથી સંતોષ મેળવવાનો પ્રયાસ કરત.

**કલ્યાણકામ**—એમ નહિં તો, મારાં નયનોના અનુરંજન ખાતર તમે થોડાં રત્ન ન પહેરો?

**સાવિત્રી**—તમારાં નયનનું એથી અનુરંજન થતું હોય તો હું થોડાં નહિં. પણ ઘણાં રત્ન પહેરૂં. પણ, તમારા હૃદયનું અનુરંજન શાથી થાય છે તે હું જાણું છું, અને, તમારા હૃદયથી જુદે પ્રકારે પ્રસન્નતા મેળવવાની તમારા નયનોને ઉત્સુકતા હોય એમ હું માનતી નથી.

**કલ્યાણકામ**—મારા હૃદયની તમારી એ કદર કાયમ છે તે જાણી મને બહુ નિવૃત્તિ થઇ. આજ પુષ્પસેન મને કહેતા હતા કે રાજકાર્યો કરતાં મારૂં હૃદય એવું કઠણ થઈ ગયું છે કે સ્ત્રીજાતિની મૃદુતા તરફ મને અવજ્ઞા થઈ છે.

**સાવિત્રી**—પુષ્પસેનને ઠેકાણે હું હોઉં તો હું પણ એમ ધારૂં. તમે બે પ્રકારનાં જીવનસ્વરૂપ ધારણ કરો છો. બહારથી તમને જોનારને તમારી દઢતાનું જ દર્શન થાય છે. એ દઢતાના પડની અંદર રહેલી કોમલતા લોકોને દેખાતી નથી.

( તોટક. )

રસ મિષ્ટ થકી ભરિયું ફલ જે
રસરક્ષણ કાજ જ છાલ ધરે;
જડ વેષ્ટન એ કરિ દૂર શકે
જન તે જ ગ્રહે રસ નિર્મળ એ.                    ૨૨.

**કલ્યાણકામ**—મહારાજ પાસે આવેલા વૈદ્યરાજને બોલાવી આપણે પણ જુવાન બનીએ તો બહારથી પણ રસિક રૂપ આપણને પ્રાપ્ત ન થાય ? તમારી સુંદરતા તો અખંડિત છે, પણ, વય ઘટાડી આપણે બન્ને બહારની રસિકતા ધારણ ન કરી શકએ ?

**સાવિત્રિ**—એવા બહારના આભાસથી આપણી પરસ્પરની કદરમાં શો ફેરફાર થાય ? લગ્નને દિવસે આપણા સ્નેહની જે ગાઢતા હતી તેમાં તલ માત્ર ફેર નથી પડયો. ઉછળતો ધોધ નીચે પડીને આજે સરોવર ભરાયું છે, પણ, જળ તો તેનું તે જ છે.

**કલ્યાણકામ**—હૃદયદેવી ! પતિપત્નિની થતાં આપણે પ્રેમી મટી ગયાં નથી. એ ધન્ય સુખથી મળતા બળવડે જ હું રાજકાર્યોના ભારને મારા હૃદયનો સ્પર્શ કરતાં અટકાવી શકું છું, અને, ચિંતાઓને બહારની બહાર રાખી શકું છું. ચિંતાઓને મારા હૃદયમાં દાખલ કરી અને મારા હૃદયભાવને બહાર કાઢી તે સર્વને એકાકાર કરીને મારૂં જીવન એકવડા જ સ્વરૂપનું કરૂં તો જગતના કંટકો આગળ મારૂં હૃદય કેમ આખું રહે ?

**સાવિત્રિ**—તમારા જીવનનું બેવડું સ્વરૂપ ન સમજનાર તમને સખત દિલના ધારે એ સ્વાભાવિક છે. પુષ્પસેને કરેલો ઝખમ રૂઝવવા તમે ઝવેરાતનો પ્રસંગ કહાડયો એ હું જ આટલી વારે સમજું છું તો તમારી સાથે ઉપર ઉપરના પરિચયવાળાં મનુષ્યો તમારા દીર્ઘદષ્ટિવાળા મંત્રોનો મર્મ શી રીતે ગ્રહણ કરે ?

( બહાર કોલાહલ થાય છે. )

**કલ્યાણકામ** (બારણું ઉઘાડીને )—અરે કોઈ છે કે ?

( નોકર પ્રવેશ કરે છે. )

**નોકર**—જી, હુકમ ?

**કલ્યાણકામ**—બહાર આટલી બધી ગરબડ શાની થાય છે ?

**નોકર**—કોઈ સવારનો ઘોડો કાબુમાં ન રહ્યો તે બજારમાં બહુ દોડયો, અને, આખરે આપણા દરવાજા આગળ આવતાં સવાર કુદી પડયો તેથી તેને બહુ વાગ્યું છે, અને, લોકો ભરાયા છે.

**સાવિત્રી**—તુ ને બીજા નોકરો મળીને એ માણસને ઘરમાં લાવીને સુવાડો અને પછી મને ખબર આપો.

**નોકર**—જી, બહુ સારૂં.

( નોકર જાય છે. )

**કલ્યાણકામ**—તમે એની સારવાર કરવા માંડો એટલે હું ઉત્તરમંડળેશ તરફ મોકલવાનો પત્ર લખીને આવી પહોંચું છું.

( બન્ને જાય:છે. )

---

## પ્રવેશ ૩ જો.

---

સ્થળ : કલ્યાણકામની હવેલી.

( પથારીમાં અઢેલીને બેઠેલો હરદી પાસે આસન ઉપર બેઠેલો કલ્યાણકામ અને પાસે ઉભેલો વંજુલ પ્રવેશ કરે છે. )

**હરદી**—ભગવન્ત ! આપનાં પત્નીએ માતા પેઠે મારી જે માવજત કરી છે તેનો ઉપકાર હું વાળી શકું તેમ નથી. હવે હું ચાલી શકું તેમ છું, માટે, મને જવાની રજા આપશો. મારા ઘોડાનું શું થયું હશે તે વિશે હું બહુ ચિંતાતુર છું.

કલ્યાણકામ—ઘોડાને પકડી લાવવા મેં માણસ મોકલ્યાં છે. તમે આ પાટા બાંધેલે જખમવાળે શરીરે શી રીતે જઈ શકશો ?

વંજુલ—ઉભા અને આડા પાટા જોઈને લોકો આંગળી કરશે અને છોકરાં તાળીઓ પાડશે.

દરદી—જખમથી મારૂં કૌવત ગયું નથી. અને, પાટાથી મને શરમ નહિં લાગે. શ્રીમતી સાવિત્રી દેવીની દયાવૃત્તિની એ પ્રસાદી નિત્ય મળતી હોય તો હું નિત્ય જખમ ખમું.

વંજુલ—શિરો ખાવાનો મળતો હોય તો હું પણ પાટા બંધાવીને સુઇ રહું. પણ, જખમની શરત મારે કબુલ નથી.

કલ્યાણકામ ( દરદીને )—તમે કોણ છો અને ક્યાં રહો છો ?

દરદી—જી, હું પરદેશથી આવું છું. આ નગર બહાર રંગિણી નદીને કિનારે આવેલી કિસલવાડીમાં હું માળીનું કામ કરૂં છું. મને ' રાઈ 'ને નામે સહુ ઓળખે છે.

કલ્યાણકામ—આ શરીરકાંતિને અને આ બુદ્ધિપ્રભાવને માળીનું કામ ઘટતું નથી, અને, રાઈનું નામ ઘટતું નથી.

રાઈ—કાંઈ કાંઈ યોગાનુયોગ હોય છે.

( બહાર ઘોડાનું ખોંખારવું સંભળાય છે. )

રાઈ—એ મારો ઘોડો છે, અને, મારો ગન્ધ પારખીને ખોંખારે છે.

વંજુલ—મને તો કંઈ ગન્ધ આવતી નથી. બાકી, લુગડાંની ગન્ધથી હું ઘણા લોકોને પારખું છું.

કલ્યાણકામ ( રાઈને )—તમારી અને ઘોડાની એક બીજા પર આટલી બધી આસક્તિ છતાં ઘોડો તમારે વશ કેમ ન રહ્યો ?

રાઈ—નગર બહાર તળાવકિનારે હું બેઠો હતો અને ઘોડો પાસે ચરતો હતો, તેવામાં, પડી ગયેલા મ્હોટા વડનું ઝાડ ગાડામાં નાખેલું જતું હતું તે જોઈને ઘોડો ભડક્યો અને જોરથી દોડવા લાગ્યો. હું દોડીને પકડે

આવી ઘોડા પર ચઢી ગયો, પણ, લગામ નીચે લટકેલી હોવાથી હું તેને બરાબર ખેંચી રાખી શક્યો નહિં. રસ્તામાં એક ઠેકાણે પડેલો મ્હોટો પથ્થર ઘોડાને વાગ્યો, અને લગામ તેના પગ સાથે અથડાતી હતી તેથી ઘોડો વધારે ચમકીને દોડવા લાગ્યો અને આખરે નગરમાં પેઠો. ઘોડો આપની હવેલીને માર્ગે આવતાં હવેલીના દરવાજાની દિશામાં વળ્યો ત્યારે બંધ કરેલે દરવાજે જઈ અથડાશે એમ લાગ્યું તેથી લગામ પકડી લઈ ઘોડાને રોકવા મેં ઉભેલા માણસોને બુમ પાડી કહ્યું પણ કોઇ પાસે આવ્યું નહિં. માત્ર એક માણસ હવેલીને મેડે બારીએ ઉભો હતો તેણે કાગળ ફેંક્યો તે મારા ફેંટામાં પડ્યો. દરવાજો પાસે આવ્યો ત્યારે હું કુદી પડ્યો ને ઘોડો ફંટાઈને નાઠો.

**વંજુલ**—વડ સરખો કોઈ મહાન છત્રરૂપ પુરુષ ભાગી પાડવાથી દૈવ ઉતાવળી ગતિએ તમને ઠોકરાવતું વગાડતું પ્રધાનજીની મદદ મેળવવા લઈ આવ્યું છે એમ મને તો ભાસ થાય છે.

**કલ્યાણકામ**—વંજુલ, તારૂં એ લક્ષણજ્ઞાન રહેવા દે. ( રાઈને ) એ કાગળ શાનો ?

**રાઈ**—વખતે મારા ફેંટામાં હજી હશે. ( પડખે પડેલો ફેંટો હાથમાં લઇને તેમાંથી કાગળ કાઢીને ) આ રહ્યો ! ( કલ્યાણકામને કાગળ આપે છે. )

**કલ્યાણકામ**— ( બીડેલો કાગળ ઉઘાડીને વાંચે છે ):—

**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ।**

વંજુલમિત્ર ! આ તો આપના અક્ષર દેખાય છે !

**વંજુલ** ( ગભરાઈને )—મારા શાથી ?

**કલ્યાણકામ**—આ જોડા અક્ષરમાંના આડડા જેવા 'ર', આ હેઠળ જતાં ડાબી તરફ લુલા થઈ વળતા કાના, આ કાનાને મથાળે કાકપગલા જેવા થતા સાંકડા ખુણા, આ હાથીની અંબાડીના છત્ર જેવો 'બ': એ સહુ તારી હથોટી છે. તારો વાંકો અંગુઠો ઢાંક્યો નથી રહેતો !

**વંજુલ**—મારા જેવા અક્ષર જણાય છે ખરા !

કલ્યાણકામ—તારા પોતાના અક્ષર નથી ?

વંજુલ—હું ક્યાં ના કહું છું ?

કલ્યાણકામ—એ લખવાનું પ્રયોજન શું ?

વંજુલ—ભગવન્ત ! હું બારીએ બેઠો બેઠો ગીતાજીનો પાઠ કરતો હતો, તેવામાં, આ માણસને ઘોડો રોકવાનું લોકોને કહેતો સાંભળી મેં ગીતાજીનું એ વચન લખીને કાગળ એના ઉપર ફેંક્યો.

કલ્યાણકામ—શા માટે ?

વંજુલ—સ્વભાવ ઉપર જતાં પ્રાણીઓને રોકવાની ગીતાજીમાં ના કહી છે, તે છતાં આ માણસ દોડતા ઘોડાને રોકવાનું કહેતો હતો, તેથી, એ મિથ્યા પ્રયાસ મુકી દેવા સારૂ શાસ્ત્રવચનનું એને ભાન કરાવવા મેં એ કાગળ નાખ્યો.

કલ્યાણકામ—મૂર્ખ ! એ ગીતાવચન દોડતા ઘોડા માટે છે એમ તને કોણે કહ્યું ? સંકટમાં આવેલા મનુષ્યને સહાય થવું જોઈએ એટલું તાત્પર્ય પણ તું ગીતાના અધ્યયનથી સમજ્યો નથી ?

વંજુલ—ભગવન્ત ! શાસ્ત્રોના અનેક અર્થ થાય છે. આપ કાંઈ અર્થ કરતા હશો, હું કાંઈ અર્થ કરૂં છું. એમ તો કેટલાક કહે છે કે સાયણાચાર્યના ભાષ્ય પ્રમાણે વેદમાંથી કોઈ ઠેકાણે ઘડેથી ઘી પીવાનું નીકળતું નથી, પણ અમે आयुर्वै घृतम्ની શ્રુતિને આધારે વેદમાંથી એવો અર્થ કહાડી આપી ગોરને ઘડેથી ઘી પાવાનું શાસ્ત્રોક્ત પુણ્ય સમજાવી ઘણા જજમાનોને કૃતાર્થ કરીએ છીએ.

( નોકર પ્રવેશ કરે છે )

નોકર—ભગવન્ત ! આમનો ઘોડો આવ્યો છે. તેને એટલું બધું વાગેલું છે કે તેના પર બેસીને જવાય તેમ નથી. ( નમન કરીને જાય છે.)

કલ્યાણકામ—( રાઈને )—તમને રથમાં સુવાડીને મોકલીશું.

રાઈ—ભગવન્ત ! મને એવો લુલો પાંગળો શા માટે બનાવો છો ?

(વસંતતિલકા. )

સંક્ષુબ્ધ હું નથિ થતો જખમોથિ કિંચિત્,
ખાતો નથી રુધિરના વહને હું લેશ;
જ્યાં સુધી શક્તિ વસશે મુજ દેહમાંહિ,
ધારીશ હું નહિં કદી અસહાય વૃત્તિ. ૨૩.

(હાથમાં ઔષધ લઇ સાવિત્રી પ્રવેશ કરે છે. )

**સાવિત્રી**(રાઈની પાસે આવીને,–આ ઔષધથી તમને વિશેષ આરામ થશે.

**વંજુલ**—આટલા આટલા નોકર છતાં આપ આ ખલ કરવાનું અને ગોળીઓ વાળવાનું શા સારૂ લઈ બેઠાં છો? એ તે આપને શોભે?

**રાઈ**—શ્રીમતી! આપના શ્રમમાં સમાયેલી કૃપા ઔષધથી પણ વધારે આરામ કરવા સમર્થ છે ( પથારીમાં બેઠો થઇને ઔષધ પીએ છે. )

**સાવિત્રી**—( રાઈની કમર તરફ જોઇને )—તમે કમરે લટકતી તરવાર કહાડી નાખવા દીધી છે, પણ, આ કમરનો બંધ હજી કહાડી નાખતા નથી એ દુરાગ્રહ કરો છો. કમરને છુટી કરશો તો આ વેળા કરાર લાગશે.

**રાઈ**—શ્રીમતી! એટલી આપની અવજ્ઞા કરી હું અકૃતજ્ઞ દેખાઉં છું તેથી મુઝાઉં છું, અને તે માટે, આખરે ખુલાસો કરૂં છું કે એ માત્ર કમરબંધ નથી, એ મારૂં જીવન છે.

**સાવિત્રી**—અર્થાત્?

**રાઈ**—એ બંધ દેખાય છે તે મ્યાન છે અને અંદર તરવાર છે. હું તે રાતદિવસ કમરે વિંટી રાખું છું; અને, પ્રહાર કરવાનો પ્રસંગ આવે તે વિના એ તરવાર હું બહાર કહાડતો નથી.

**વંજુલ**—શ્રીમતી! એમનું નામ તો ઝીણું રાઈનું છે. પણ, રાઈ દળાય એટલે ઝમઝમાટ આવ્યા વિના રહે નહિં! હવે સ્વરૂપ જણાયું? બબ્બે તો તરવારો! એક કમરે લટકાવવાની અને એક કમરે વિંટવાની?

**સાવિત્રી**—ગોળ વળી જાય એવી તરવાર જોવા જેવી હશે!

રાઈ—આપને તે જોવી જ હશે તો હું કહાડીને મારી આંગળી પર પ્રહાર કરીને પાછી મ્યાનમાં મુકીશ એટલે મારી પ્રતિજ્ઞાનો ભંગ નહિં થાય.

સાવિત્રી—સ્ત્રીજાતિને માથે અનિવાર્ય કુતૂહલનો આરોપ છે તે ખોટો પાડવા ખાતર હું જિજ્ઞાસા મુકી દઉં છું.

વંજુલ—સારૂં કર્યું. એવું તરવારનું ગુંચળું વખતે છુટી જાય તો હરકોઈને વાગી બેસે.

રાઈ—(ખાટલા પરથી ઉતરીને)—ભગવન્ત ! હવે મને અનુજ્ઞા મળવી જોઈએ.

કલ્યાણકામ—તમારી એવી જ ઇચ્છા છે તો હું રોકીશ નહિં. પરંતુ, શરીર સ્વસ્થ થયે ફરી દર્શનનો લાભ આપવાનો તમારો કોલ છે એમ સમજી અનુજ્ઞા આપું છું.

રાઈ—હાલ થોડા વખત સુધી તો કદાચ આપને નહિં મળી શકું. પણ, સમય આવ્યે આપને મળીશ અને ઘણીવાર મળીશ. આપનો સમભાવ એ તો મહામૂલ્ય વસ્તુ છે.

સાવિત્રી—આવી અવસ્થામાં તમે ઘોડા પર સવારી કરશો શી રીતે. ઘોડો પણ અશક્ત છે.

રાઈ—ઘોડાને દોરીને લઈ જઈશ. અને, એથી અમને બન્નેને જે પરસ્પર સંતોષ થશે તેથી ચાલવામાં મને કે ઘોડાને શ્રમ કે વેદના જણાશે નહિં.

( સર્વને નમન કરીને રાઈ જાય છે. )

વંજુલ—આટલી બધી ઘોડાની શી ઉઠવેઠ ! હું હોઉં તો એવો ઘોડો પાંજરાપોળમાં મોકલી દઉં.

કલ્યાણકામ—તું કદી ઘોડા પરથી પડયો છે ?

વંજુલ—કોઈ દહાડો ઘોડે બેઠો જ નથી ને !

સાવિત્રી—આવતા લગનગાળામાં તારે ઘોડે બેસવાનું આવશે.

વંજુલ—( મહોં મલકાવીને )—ભગવન્તની અને આપની કૃપા.

**કલ્યાણકામ**—વંજુલ ! ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારની પદવી પૂજ્ય થાય છે. પણ, તારી આટલી થોડી બુદ્ધિ જોઈ તને કોણ પૂજ્ય ગણશે ?

**વંજુલ**—આપની નજરમાં મારી બુદ્ધિ થોડી હશે, પણ, મારી બાઈડી આગળ તો હું પરમેશ્વરથી પણ અધિક થઈશ.

**કલ્યાણકામ**—તેં ગીતામાં નથી વાંચ્યું કે પરમેશ્વરના સમાન કોઈ નથી તો અધિક ક્યાંથી હોય ?

**વંજુલ**—એ સિદ્ધાંત તો પુરુષો માટે છે, સ્ત્રીઓ માટે નથી. હું તો બાઈડી પાસે નિયમ પળાવીશ કે નિત્ય હું બારણેથી આવું ત્યારે દીવો લઈને મારી આરતિ ઉતારે.

**કલ્યાણકામ**—આરતિ ઉતારવાને બદલે તને પીવાનું પાણી આપે તો વધારે સારૂં નહિં ?

**વંજુલ**—તરસ્યો આવ્યો હોઉં તો આરતિ પુરી થતાં સુધી વાટ ન જોવાય એ ખરૂં. પાણીએ હાજર રાખવાનો હુકમ કરીશ. હું પાણી પીતો જઈશ ને બાઈડી આરતિ ઉતારતી જશે.

**સાવિત્રી**—વંજુલ ! હું ભગવંતની આરતિ ઉતારતી નથી એ તને ઘણું અયોગ્ય લાગતું હશે !

**વંજુલ**—મારી બુદ્ધિની આપને કિંમત નહિં તેથી શી રીતે કહું ? બાકી એ તો પરમ કર્તવ્ય છે. હું તો મારી બાઈડી પાસે પતિવ્રતાના બધા ધર્મ પળાવીશ. મારા જમી રહ્યા પછી મારી અજીઠી થાળીમાં જમે, હું આરામ કરૂં ત્યારે મને પંખો નાખે, હું માર મારૂં તોપણ એક શબ્દ ના બોલે, એ બધા સતીધર્મના નિયમો સખત રીતે પળાવીશ.

**કલ્યાણકામ**—તું પોતે કોઈ નિયમ સખત રીતે પાળીશ ખરો કે ?

**વંજુલ**—સ્ત્રીઓ માટે પુરુષોએ ઠરાવેલા નિયમ સ્ત્રી પાસે પળાવવા એટલો જ નિયમ સ્ત્રી પરત્વે પુરુષે પાળવાનો છે.

**કલ્યાણકામ**—તારી સ્ત્રીને તારી અજીઠી થાળીમાં જમાડીશ તેથી કયું ફળ

પ્રાપ્ત થશે ? તારો હક બજાવ્યાનો તને સંતોષ થશે કે તારી સ્ત્રીને પોતાનું કર્તવ્ય કર્યાનું પુણ્ય થશે ?

વંજુલ—આપ ઘરમાં એ નિયમ પળાવતા નથી તેથી આપને આવી શંકા થાય છે. આવા આચારથી ધણી તરફ બાઈડીની પૂજ્યબુદ્ધિ કેળવાય. તે વિના બાઈડીને ધણી પર પ્રેમ થાય નહિં, અને, તેમનો સંસાર સુખી થાય નહિં.

કલ્યાણકામ—તારી અજીઠી થાળીમાં જમ્યા વગર પણ તારી સ્ત્રીને તારા પર પૂજ્યભાવ અને પ્રેમ થાય તો ?

વંજુલ—પણ તે કાયમ રહે એનો શો ભરોસો ?

કલ્યાણકામ—તારી સ્ત્રીની અજીઠી થાળીમાં જમ્યા વગર તારો તેના પર પ્રેમ કેમ કાયમ રહેશે ?

વંજુલ—મારે કાંઈ પૂજ્યભાવથી પ્રેમ કરવાનો છે ? મારે તો માલકીપણાથી પ્રેમ કરવાનો છે.

સાવિત્રી—સ્ત્રીઓને માટે બધા નિયમો પુરુષો જ કરશો કે થોડા નિયમો સ્ત્રીઓને પોતાની મેળે કરવા સારૂ રહેવા દેશો ?

વંજુલ—ત્યારે અમારી આ મુછો શા કામની ?

સાવિત્રી—મુછોથી બાઈડીને મારવાની અને અજીઠું જમાડવાની પ્રેરણા થતી હોય તો એવી મરદાનગી વિના દુનિયાને ચાલે તેમ છે. દુનિયાને તો આ રાઈ આવ્યો હતો તેના જેવી મરદાનગીની જરૂર છે.

કલ્યાણકામ—

( ઉપજાતિ. )

જે શૌર્યમાં કોમલતા સમાઈ,
તેને જ સાચું પુરુષત્વ માન્યું;
દ્રવન્ત લોખંડનું ખડ્ગ થાય,
પાષાણનું ખડ્ગ નથી ઘડાતું. ૨૪.

સાવિત્રી—એ યુવકના રસોજ્જવલ શૌર્યના દર્શનથી જાણે પ્રથમ એવા કોઈ પુરુષ જોયા હોય એમ ભાન થતું હતું, અને, તે સાથે વળી એની આકૃતિ અપરિચિત લાગતી હતી.

કલ્યાણકામ—અનેક ભાવનાઓ મૂર્તિમંત થઈને ચિત્તને સંસ્કારોનો સાક્ષાત્કાર કરાવતી હતી, પણ, એ ભાવનાઓ એક પાત્રમાં સમગ્ર થયેલી કદી જોવામાં આવેલી નહિં, તેથી, આદર્શની આકૃતિ પહેલી જ વાર નજરે પડેલી જણાતી હતી.

વંજુલ—મને તો રાઈ દીધેલું સુરણ યાદ આવતું હતું. ખરો સ્મરણાલંકાર તો એ જ.

કલ્યાણકામ—અલંકારશાસ્ત્રમાં તું ભુલે એવો નથી. પણ, સુરણ સુંદર નથી દેખાતું.

વંજુલ—એ ગમે તેવો સુંદર દેખાતો હશે, પણ, આખરે તો માળી જ !

કલ્યાણકામ—એવો જો કોઈ ક્ષત્રિય મળી આવ્યો હોત તો હું મહારાજ પર્વતરાયને કહેત કે જુવાન થવાના ઉપચાર કરવાને બદલે એવા યુવકને દત્તક લેવો એ શ્રેયસ્કર છે. યોગ્યતા જોઈ પદવી અપાતી હોય તો રાજપદ એને જ—

( નોકર પ્રવેશ કરે છે. )

નોકર ( નમીને )– મળી ચુક્યું છે, ભગવન્ત.

કલ્યાણકામ ( ચમકીને )—શું ?

નોકર—પૂર્વ મંડળેશ તરફથી દૂત આવ્યો છે તે કહે છે કે એટલા જ શબ્દો ભગવંતને કહેવાના છે.

કલ્યાણકામ—ઠીક, એને ઉતારો આપો. અને, પુષ્પસેનજીને મારા નમસ્કાર સાથે કહી આવ કે આપની જરૂર પડી છે માટે કૃપા કરી સત્વર પધારશો.

નોકર—જેવી આજ્ઞા. ( નમન કરીને જાય છે. )

કલ્યાણકામ—વંજુલ ! જા, એ દૂતના ભોજનનો બંદોબસ્ત કર.

**વંજુલ**—મારા ભોજનના બંદોબસ્તનું તો કહેતા નથી ! ( જાય છે. )

**સાવિત્રી**—આ દૂતનો સંદેશો કાંઈ અગમ્ય છે !

**કલ્યાણકામ**—મહારાજ પર્વતરાય ગેરહાજર છે તે જાણી પૂર્વમંડળ પર ચઢી આવવા કેટલાક શત્રુઓ તૈયારી કરતા હતા. તેમનું સૈન્ય સરહદ પર એકઠું મળે એટલે આવા શબ્દનો સંદેશો સુદ્દામ માણસ સાથે મોકલવા પૂર્વ મંડળેશ સાથે સંકેત કર્યો હતો. એ તરફ સૈન્ય તો પ્રથમથી મોકલેલું છે. પણ, પુષ્પસેનને જ ત્યાં મોકલવાની હવે જરૂર છે. પુષ્પસેન આવે ત્યાં સુધીમાં હું કાગળો તૈયાર કરી રાખું.

**સાવિત્રી**—ભોજન કરીને થોડી વિશ્રાન્તિ લીધા પછી આ કામ કરવાનું રખાય તેમ નથી ?

**કલ્યાણકામ**—

( હરિણી. )

તમ વચનથી પામ્યો છું હું ઉરે રસપોષણ;<br>
ઉદરભરણે હાવાં કાંઈ સહીશ વિલંબન;<br>
શ્રમ ઘટિ ગયો સૂણી જે જે વધો બટુ વંજુલ;<br>
શ્રમ-સુખ જુદાં થાયે ક્યાંથી ખભે ધરિ જ્યાં ધુર ? ૨૫.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.



સ્થળ : રુદ્રનાથનું મંદિર.

( જાલકા અને રાઈ પ્રવેશ કરે છે. )

**જાલકા**—શીતલસિંહ પાસે મંગાવેલા કાગળો દ્વારા તને રાજનાં કાર્યોની માહીતી મળી છે, અને, હવે તારે ગુપ્ત રીતે નગરમાં ફરીને નગરનાં માણસો અને સ્થાનોથી વાકેફગાર થવાનું છે. કલ્યાણકામને તેં

તારૂં નામ અને ઠેકાણું કહ્યાં તેથી એ કાર્ય બહુ મુશ્કેલી ભરેલું થયું છે, અને, બહુ સંભાળથી કરવું પડશે. તને વાગ્યું ત્યારે તારા જખમો અને પાટાને લીધે તું ઓળખાય તેવો નહોતો. પણ, તું રાઈ તરીકે કલ્યાણકામને પરિચિત થાય તો આગળ જતાં એ તને પર્વતરાય તરીકે શા રીતે સ્વીકારે ?

રાઇ—મારા મેળાપની કલ્યાણકામને થોડા વખતમાં વિસ્મૃતિ થશે.

જાલકા—કલ્યાણકામને કશાની વિસ્મૃતિ થતી જ નથી. થોડા દિવસ ઉપર કિસલવાડીમાં તારી ખબર કહાડવા કલ્યાણકામે માણુસ મોકલ્યો હતો. પણ, મેં તેને કહ્યું કે ' રાઇ કરીને એક માળી અહીં હતો ખરો, પણ, તે કાંઈ પરદેશ ચાલ્યો ગયો છે અને પાછો આવે એવો સંભવ નથી;' એમ કહી મેં એના માણુસને પાછો વાળ્યો.

રાઈ—

( અનુષ્ટુપ્. )

એક અસત્યથી જન્મે અસત્યો બહુ જૂજવાં;
રોપે અસત્ય જે તેને પડે એ ઝુંડ વેઠવાં. ૨૬.

જાલક—તેં કલ્યાણકામને તારે પોતાને વિશે અસત્ય કહ્યું હોત તો મારે તારે વિશે આ અસત્ય કહેવું ન પડત.

રાઈ—હું શું કામ અસત્ય બોલું ?

જાલકા—જેને રાજ કરવું હોય તેને અસત્ય વિના ચાલે જ નહિં.

( અનુષ્ટુપ્. )

રાઇ—

જગત્ આખા તણું રાજ્ય ચલાવે પ્રભુ સત્યથી;

જાલકા—

એવું માત્ર હશે કોઈ પુસ્તકોમાં લખ્યું કદી. ૨૭.

( મંદિરના કોટનું બારણું કોઈએ ખખડાવ્યાનો અવાજ સંભળાય છે. )

જાલકા—જા, તું રંગમંડપની જોડેની કોટડીમાં બેસ. હું બારણું ઉઘાડું છું. એ માણસ દર્શન કરીને પાછો જાય પછી તું બહાર આવજે.

( રાઈ કોટડીમાં જાય છે. જાલકા જઇને કોટનું બારણું ઉઘાડે છે. બારણેથી દુર્ગેશ પ્રવેશ કરે છે. )

જાલકા—પધારો. રુદ્રનાથમાં પહેલી જ વાર દર્શન કરવા આવો છો.

દુર્ગેશ—તમે મને ઓળખો છો એ હું જાણતો નહોતો.

જાલકા—ઉપમંત્રી દુર્ગેશને ન ઓળખનારૂં કનકપુરમાં કોણ હોય ?

દુર્ગેશ—પણ, કનકપુરમાં એવા ઘણા છે કે જેમને હું ઓળખતો નથી; મારે તો તમે કોણ છો તે પુછવું પડશે.

જાલકા—હું આ મંદિરની પૂજારણ છું.

દુર્ગેશ—એમ છે તો મારે તમારૂં જ કામ હતું.

જાલકા—આપને જ્યારે પૂજા કરાવવી હશે ત્યારે ગોઠવણ થઈ શકશે.

દુર્ગેશ—પુજા માટે મારાથી જાતે આટલે આઘે આવીને ખોટી થવાય તેમ નથી. તમે અનુકૂળતાયે મારી તરફથી પૂજા કરજો અને તેનું જે ખરચ થાય તે મારી પાસેથી મંગાવી લેજો. હું આવ્યો છું તે બીજા કામ માટે.

જાલકા—હું પૂજારણ બીજું શું કરી શકું ?

દુર્ગેશ—પર્વતરાય મહારાજ આ મંદિરમાં ભોંયરામાં નિવાસ કરે છે. અને, તેમની આજ્ઞાનુસાર બહારની અહીંની વ્યવસ્થા તમારે હસ્તક છે. મહારાજનો ઉપચાર કરનાર વૈદ્યરાજ કદી બહાર આવતા હોય તો મારો એમની સાથે મેળાપ થઈ શકે ?

જાલકા—પ્રધાનજી સિવાય કોઈને એ ભોંયરાંની જગા પણ બતાવવી નહિં એવી આજ્ઞા છે. ભગવન્ત પણ એક જ વાર અહીં આવી ભોંયરૂં બહારથી જોઈ ચાલ્યા ગયા છે.

દુર્ગેશ—મહારાજની આજ્ઞા વિરુદ્ધ હું ભોંયરા વિશે કે મહારાજ વિશે કુતૂહલ ધરાવતો નથી. માત્ર વૈદ્યરાજનું કદી દર્શન થઈ શકે કે કેમ એ જાણવા હું ઉત્સુક છું.

જાલકા—એટલું પણ મારાથી કહેવાય કે કેમ તે મને ખબર નથી. હું તો આ મંદિરમાં પૂજા કરી જાણું છું.

દુર્ગેશ—વૈદ્યરાજના આવ્યાગયાની હકીકત કહેવામાં મહારાજના ઉપચાર-વિધિની ગુપ્તતાનો કોઈ રીતે ભંગ થતો નથી.

જાલકા—આપ ઉપમંત્રી છો અને ભગવન્ત કલ્યાણકામનો આપના ઉપર ભરોંસો છે, તેથી, આ વાત કહેવાય એવી છે એમ આપના કહ્યાથી માનું છું. અને તે માટે કહું છું કે વૈદ્યરાજ કદી બહાર આવતા જ નથી. એટલું કહી દીધા માટે મારો વાંક નિકળે તો તમારે મને બચાવવી પડશે. હું તો ગરીબ માણસ છું, અને, જન્મારામાં પૂજા સિવાય બીજું કશું કામ કર્યું નથી.

દુર્ગેશ—અહીં બનેલી હકીકત હું કોઈને કહેવાનોજ નથી એટલે તમારો વાંક નિકળે એવો સંભવ જ નથી. વૈદ્યરાજ હાલ બહાર આવતા ન હોય તો, જ્યારે મહારાજ સાથે તેમને બહાર આવવાનો વખત થાય ત્યારે તેમને નિકળવાની વેળાની ખબર મને મોકલશો કે તે સમયે તેમની સાથે મેળાપ કરવા હું આવી શકું.

જાલકા—વૈદ્યરાજને મળવા આટલી બધી આતુરતા હોવાનું શું કારણ ? તમારે જુવાની આણવી પડે તેમ નથી. શું કોઈ તરુણી જુવાની હમેશ કાયમ રાખવાની શરત કરે છે ?

દુર્ગેશ ( હસીને )—એવી શરત કરનાર કોઈ તરુણી હજી મને મળી નથી; અને, મળે તોપણ જેને હું જેવો છું તેવા મારા પંડથી સંતોષ ન હોય તેની ખાતર હું શું કરવા એવા પ્રયાસ કરું ? હું તો વૈદ્ય-રાજ મને મહારાજનો કૃપાપાત્ર કરી આપે એ માટે તેમને મળવા ઇચ્છું છું. વખતે કોઈ મહારાજને મારા પર અપ્રસન્નતા ઉત્પન્ન કરાવે તેની પાળ બાંધી શકાય માટે વૈદ્યરાજ નિકળે તે જ વળા હું તેમને મળી શકું એવી મારી ઉત્કંઠા છે.

જાલકા—મહારાજ ક્યારે નિકળવાના છે તે હું કાંઈ જાણુતી નથી. અને, એવી વાત મને પૂજારણને કહે પણ કોણ? પણ, તમે કહેતા હો તો પ્રધાનજી કોઈ વખતે અહીં આવે ત્યારે તેમને તમારી તરફથી પુછી મુકું.

દુર્ગેશ—કલ્યાણકામને તો આ સંબંધી કાંઈ કહેવાનું જ નથી. હું અહીં આવ્યો હતો અને પુછતો હતો એટલું પણ તેમને કાને જવું ન જોઈએ. વૈદ્યરાજ બહાર ક્યારે આવશે એ ખબર તમને કોઈ રીતે મળે તો મને કહેવડાવશો તો બસ છે.

જાલકા—એટલું તો મારાથી થાય. પણ, તમે મ્હોટા માણસ, કામ થયું એટલે અમારાં જેવાં ગરીબ વિસારે પડી જાય.

દુર્ગેશ—દુર્ગેશના બીજા દોષ હશે. પણ, દુર્ગેશ અકૃતજ્ઞ નથી. તમે અનુકૂળતા કરી આપવાનું કબુલ કર્યું છે તે હું કદિ નહિં ભુલું. અને, મારૂં કામ તો થાય કે ન થાય, પણ, તમારે જે મદદ જોઈતી હશે તે અડધી રાતે પણ આવીને આપીશ: એવું મારૂં વચન છે. હાલ મારે બીજું કાંઈ જોઈતું નથી.

( દુર્ગેશ જાય છે. ) ( જાલકા દુર્ગેશ પાછળ બારણું બંધ કરે છે. )

( રાઈ કોટડીમાંથી બહાર આવે છે. )

રાઈ—જાલકા! તેં વેશ બરોબર ભજવ્યો. માળણનો વેશ ભજવ્યો, જાદુગરણનો વેશ ભજવ્યો, અને, પૂજારણનો વેશ ભજવ્યો. હજી કેટલા વેશ ભજવવા છે?

જાલકા—મેં આ સહુ પહેલાં રાણીનો વેશ ભજવ્યો છે, અને હવે, આ સહુ પછી મારે રાજમાતાનો વેશ ભજવવો છે.

રાઈ—પડદાની કરામત કરતાં પણ તારા આ બધા જાદુમાં વધારે અદ્‌ભુતતા છે. પણ, એ બિચારા દુર્ગેશને તેં એટલો બધો ફગવ્યો શું કામ? એની મુખમુદ્રાની આકર્ષકતા પરથી પણ તને એના પર સમભાવની વૃત્તિ ન થઈ?

જાલકા—એ ધારતો હતો કે પૂજારણ રાજદ્વારી બાબતો સમજે નહિં તેથી જેમ કહીશું તેમ કરશે. મેં એની એ સમજણને પુષ્ટિ આપી, અને, આપણા આભાર તળે લીધો કે કોઈ દહાડો જરૂર પડે તો કામ આવે. અને, મને ખબર મળે તો મારે કહેવાનું છે, તેથી, મારે કરવાનું કાંઈ નથી.

રાઈ—એવો વ્યવહાર ન્યાયયુક્ત નથી. પરંતુ, દુર્ગેશ સાથે ન્યાયથી વર્તવાના ઘણા પ્રસંગ આવશે. એની આકૃતિ અને ગતિનો પ્રતાપ એવો છે કે શીતલસિંહને બદલે એની સાથે ફરીને કનકપુરની ચર્ચા જોવાની હોય તો હું બહુ પ્રસન્ન થાઉં.

જાલકા—એનો વિશ્વાસ કેમ થાય ? એનો મહત્ત્વલોભ જોયો ? એને કલ્યાણકામ કરતાં વધારે રાજપ્રિય થવું છે !

રાઈ—મહત્ત્વાકાંક્ષા સન્માર્ગે વળે તો તે પરથી લોભનો બોજો જતો રહે, અને, તેને ઉત્કર્ષની પાંખો આવે. કલ્યાણકામની સ્વસ્થતા સાથે દુર્ગેશની ચંચલતાનો યોગ થાય તો તે બહુ સિદ્ધિકર નિવડે.

જાલકા—તને રાજ્યાભિષેક થયા પછી મંત્રિમંડળની જોઈએ તેવી ઘટના થઈ શકશે, પણ હાલ તો, જે માણસ વધારે બુદ્ધિમાન તે વધારે આઘો રાખવા જેવો, એ નિયમ બહુ સખત રીતે પાળવો પડશે. છ માસની મુદત પુરી થવાનો સમય જેમ પાસે આવતો જાય છે તેમ મારે આ ભોંયરાની ગુપ્તતા જાળવવાના ઉપાય વધારવાની જરૂર થતી જાય છે. વધારે અદૃશ્ય થવા સારૂ તારે હવે કિસલવાડીમાં રહેવું પડશે. પર્વતરાય કિસલવાડીમાં આવ્યા હતા એ કોઈના જાણવામાં નથી તેથી કુતૂહલ ખાતર કોઈ ત્યાં આવે તેમ નથી. અને વળી, જમીનમાં શબનાં નિશાન માલમ પડે એવું હોય ત્યાં સુધી ત્યાં કોઈનો પગસંચાર ઇષ્ટ નથી. માટે, એ વાડીની બહુ સાવધાનપણે રક્ષા કરવાની છે. મને વખતો વખત મળીને ખબર આપતો રહેજે. આરતિનો વખત થયો છે, અને, વખતે કોઈ લોકો આવશે, માટે, હું પૂજારણનો ઠાઠ લઈ બેસું છું અને તું જા.

( બન્ને જાય છે.

## પ્રવેશ ૫ મો.

---

સ્થળ: કલ્યાકામની હવેલી અંદરનો બાગ.

( કલ્યાણકામ અને સાવિત્રી બાગમાં ફરતાં પ્રવેશ કરે છે. )

**સાવિત્રી**—આ બધાં ફુલમાં સહુથી વધારે સુખી ચંપો છે કે એને મધ-માખીઓ છેડતી નથી.

**કલ્યાણકામ**—અને, એ કારણથી કવિઓએ પણ ચંપાને બહુ છેડ્યો નથી, તેથી, ચંપાને નિવૃત્તિ છે.

**સાવિત્રી**—કવિઓના વ્યવહારથી પુષ્પોને સંતાપ થતો નથી; કવિઓ તો પુષ્પોની કીર્તિનો પ્રસાર કરે છે.

**કલ્યાણકામ**—કવિઓ સિવાય બીજા કોઈ પુષ્પો ઉપર વાગ્બાણ ફેંકે નહિં એવી આજ્ઞા થઈ શકતી હોત તો પુષ્પોને સંતાપનું કારણ ન થાત. કવિઓ પુષ્પોમાંનાં રસસ્થાન જોઈ તે તરફ રસભર્યાં વાગ્બાણ પ્રેરી પુષ્પોના સૌન્દર્યનું પોષણ કરે છે. પરંતુ, તે જોઈ અનેક અકવિઓ જેમને રસસ્થાન દેખાતાં નથી અને જેઓ વાચામાં રસ ભરી શકતા નથી તેઓ શુષ્ક અને જડ વાગ્બાણ છોડી પુષ્પોને વિના કારણ વ્યથા કરે છે. જેમણે કમલનું સૌન્દર્ય પારખ્યું ન હોય તેમણે કમલ વિશે કવિતા કરવાનો કદી પ્રયત્ન કરવો ન જોઈએ, પણ, દુર્ભાગ્યે તેમને અટકાવી શકાતા નથી. અને, જન્મારામાં કદી કમલ ને ભ્રમરનો યોગ જોયા વિના અનેક જનો ઘરમાં બેઠા બેઠા કમલ ને ભ્રમરનાં વાગ્જાળ વણી કહાડે છે.

**સાવિત્રી**—સાર એ કે ચંપા સરખી નિવૃત્તિ ઇચ્છનારે કમલ સરખો રસ-કોશ ધારણ કરવો નહિં. ચંપાની સુગંધમાં રહેલા અદૃશ્ય અને અસ્પૃશ્ય રસનું જેને જ્ઞાન હશે તે જ ચંપાની સમીપ આવશે.

**કલ્યાણકામ**—રાજકાર્યોના સંતાપ એ પ્રકારે હું કેમ ઓછા કરી શકું ? મારી પ્રવૃત્તિ ઘટાડવા અને નિવૃત્તિ વધારવાનો તમે આમ વારંવાર

આગ્રહ કરો છો, પરંતુ, હું માત્ર રાજ્યનો સલાહકાર થઈ રહું એ કેમ બની શકે ? મંત્રને અમલમાં મુકવાનો તંત્ર હાથમાં ન રાખું તો અનીતિજ્ઞો સાથેના પ્રસંગ ઓછા થઈ જાય અને રાજકાર્યોના સંઘર્ષણથી ઉત્પન્ન થતી કર્કશતા વેઠવી ન પડે એ ખરૂં. પણ, એમ વિસારે મુકેલા દેશનું શું થાય ? હું યુદ્ધ કરવું મુકી દઈ આચાર્ય બનું તો બીજો કોઈ યુદ્ધમાં ઝુઝનાર છે ?

**સાવિત્રી**—એ સહુ ચિંતા પરમેશ્વરને છે.

**કલ્યાણકામ**—પરમેશ્વર પોતાની ચિંતાઓના ઉપાય મનુષ્યો દ્વારા જ કરે છે. તો, જેને માથે ભાર આવ્યો તેનાથી તે ફેંકી કેમ દેવાય ?

**સાવિત્રી**—મહારાજ પર્વતરાય વૃદ્ધત્વમાંથી નિકળી યૌવનમાં આવશે ત્યારે તેઓ સર્વ ભાર વહન કરવા સમર્થ થશે.

**કલ્યાણકામ**—કોણ જાણે શાથી મારૂં ચિત્ત એ સ્થિતિની વાસ્તવિકતાનો સાક્ષાત્કાર જ કરી શકતું નથી. પરંતુ, એ ઉદય તો થશે ત્યારે જોઈશું. હાલ તો, પણે પશ્ચિમમાં થતા સૂર્યાસ્ત સરખો અસ્ત જ આપણે માથે છે.

**સાવિત્રી**—સૂર્યાસ્ત કેવો હૃદયવેધક દેખાય છે !

**કલ્યાણકામ**—

( સ્રગ્ધરા. )

ઢંકાયો સૂર્ય રાતી ગગનદવસમી મેઘમાળાનિ પૂઠે,
નીચે જેવું ભરે એ ડગલું અણુદિઠું માળ એ દીપિ ઊઠે;
આકાશે વાદળીઓ છુટિ છુટિ તરતી રંગ એ ઝીલિ લેતી,
છૂપો એ ડૂબતો તે, ક્ષણ ક્ષણ બદલી વર્ણ, દર્શાવિ દેતી. ૨૮.

**સાવિત્રી**—તમારી દૃષ્ટિ ઉંચે છે. પણ, આ જગાએ સંભાળીને ફરવાનું છે. આ તો તે જ સ્થળ—( એટલું બોલીને અટકીને નીચું જોય છે. )

**કલ્યાણકામ** ( આસપાસ જોઈને )—અહો ! આ તો તે જ સ્થળ કે જ્યાં ફરતાં અજાણતાં હું સર્પ પર પગ મુકવાની તૈયારીમાં હતો તે વેળા એ ભયનું તત્કાળ નિવારણ બીજી રીતે શક્ય ન હોવાથી તમે તમારો પગ એકદમ સર્પ પર મુકી સર્પને મારો સ્પર્શ કરતો અટકાવેલો અને તમારે પગે સર્પનો દંશ વડોરી લીધેલો. સુભાગ્યે, સર્પ ઝેરી

ન નિ:ક્યો, નહિં તો, આજે આ બાગમાં કે કલ્યાણુકામના હૃદયમાં એક પુષ્પ કે પર્ણ હોત નહિં ! એ વૃત્તાંત ગુપ્ત રાખી તમે જગતમાંના પુણ્યપ્રવાહને અપુષ્ટ રાખો છો.

**સાવિત્રી**—ઢંઢેરા ફેરવવાથી એથી વધારે અપુષ્ટિ થાય તેમ છે.

**કલ્યાણુકામ**—આપણાં સંતાને તો જાણવું જોઈએ કે કેવી માતાની કીર્તિ તેમણે જાળવવાની છે !

**સાવિત્રી**—બાળકો માતાને માત્ર એક પ્રસંગથી જ ઓળખશે ?

**કલ્યાણુકામ**—બીજા પ્રસંગોમાં આવો ઉજ્જવલ પ્રસંગ તેમનાથી ગુપ્ત શા માટે રહેવો જોઈએ ?

**સાવિત્રી**—ગુપ્તતાનો ભંગ કરવાનો સમય ઈશ્વર નક્કી કરે છે.

( નોકર પ્રવેશ કરે છે. )

**નોકર** ( નમન કરીને )—ભગવંત ! પુષ્પસેનજી પધાર્યા છે.

**કલ્યાણુકામ**—એમને અહીં લઈ આવ.

( નોકર જાય છે. )

**કલ્યાણુકામ**—અત્યારે આવવાનું કારણ જાણવામાં નથી.

( પુષ્પસેન પ્રવેશ કરે છે. )

**કલ્યાણુકામ**—પધારો પુષ્પસેનજી. પૂર્વની સરહદે શત્રુઓ પરાભવ પામી નિર્મૂલ થયા પછી હવે તો આપને કાંઈ વિશ્રાંતિનો સમય આવ્યો છે એમ હું ધારતો હતો. પણ, આપની મુખરેખા એમ સૂચવતી નથી.

**પુષ્પસેન**—આપ મને સૈન્ય લઈ લઢાઈ પર મોકલવાના હો તો તો હું હાલ મહેતલ માગું. પરંતુ, એ સૈન્ય મેળવવા સારૂ મારે મજલ કરવાની જરૂર પડે તેમ નથી. મારા હૃદયમાં જ રણસંગ્રામ જામ્યો છે. અને, તે માટે આપની અને શ્રીમતી સાવિત્રી દેવીની સહાયતા માગતા આવ્યો છું.

**સાવિત્રી**—આપ જરા સ્વસ્થ થાઓ. આ બોરસલીના થાળા ઉપર સહુ બેસીએ.

( ત્રણે જણાં થાળા ઉપર બેસે છે )

કલ્યાણકામ—હવે કહો. અનેક શત્રુઓનાં હૃદય વિદારણ કરનારના હૃદયને વ્યથા કરનાર કોણ છે ?

પુષ્પસેન—કોઈ શત્રુ નથી. મારી પ્રિયતમ પુત્રી છે.

સાવિત્રી—કમલાનો શો અપરાધ થયો છે ? એની માતાના સ્વર્ગવાસ પછી આપના ઘરનો ભાર એણે ઉપાડી લીધો છે. અને, એની સુશીલતાએ આપના હૃદયને ટકાવી રાખ્યું છે.

પુષ્પસેન—તે જ માટે એનો દુરાગ્રહ મને વિશેષ દુઃખિત કરે છે. એને માટે યોગ્ય વરની શોધમાં છું તે મેં આપને કહ્યું હતું. પરંતુ, હમણાં બે દિવસથી એ દુર્ગેશ સાથે લગ્ન કરવાની હઠ લઈ બેઠી છે.

કલ્યાણકામ—દુર્ગેશ સાથે ?

પુષ્પસેન—

( અનુષ્ટુપ્. )

રોષથી હું હતો સજ્જ છેદવા શીર્ષ જેહનું,<br>
પુત્રી મારી વરે તેને દમે તે દંશના સમું. ૨૯.

સાવિત્રી—દુર્ગેશ તરફ એનું ચિત્ત શી રીતે આકર્ષાયું ?

પુષ્પસેન—દુર્ગેશને એણે એક જ વાર જોયો છે અને તે મારે ઘેર અને મારી સમક્ષ. દુર્ગેશ મને મળવા આવ્યો હતો. એની મુખમુદ્રા અને એની છટા મને પણ રુચિકર લાગેલાં; પરંતુ, કમલા તત્કાળ મોહિત કેમ થઈ ગઈ એ મને અગમ્ય લાગે છે.

સાવિત્રી—એ વસ્તુ દુનિયામાં કોઈને પણ સુગમ થઈ છે ?

( ઉપજાતિ. )

જાગે સ્વયંભૂ ઉરમાંહિ મન્મથ,<br>
તેના નથી કો નિયમો—ન કારણ;<br>
સામ્રાજ્ય તેનું રહ્યું આત્મવૃત્તિમાં;<br>
અનન્ય તેનું પદ સર્વ સૃષ્ટિમાં. ૩૦.

કલ્યાણકામ—દુર્ગેશની એ વિશે કેવી વૃત્તિ છે ?

પુષ્પસેન—કમલા કહે છે કે એ પણ એ જ ક્ષણથી આસક્ત થયો છે અને કમલા સાથે લગ્ન કરવા બહુ ઉત્કંઠિત બન્યો છે. પરંતુ, એ માત્ર એની ધૃષ્ટતા છે. કમલા સાદા દિલની છે, અને, એનું ચિત્ત ઝટ ખેંચાઈ જાય એવું છે. દુર્ગેશના કોઈ વશીકરણમાં એ સપડાઈ ગઈ છે.

કલ્યાણકામ—દુર્ગેશના સંબંધીઓ એથી ઉલટું ધારતા હશે.

પુષ્પસેન—શા માટે ધારે ? દેવકન્યાની પ્રાપ્તિ તેમને તો ધન્ય ભાગ્ય. પણ, મારૂં એકનું એક સંતાન, મારી પ્રાણાધાર પુત્રી, જેને મેં મારા હૃદયના સમસ્ત રસથી ઉછેરી, જેના શ્રેય માટે મેં મ્હોટી મ્હોટી ઉમેદો બાંધી, તેનું જીવતર દુર્ગેશના અજ્ઞાત ભવિષ્ય સાથે જોડવાનું ?

કલ્યાણકામ—વ્યગ્ર થનારથી ઉપાય થઈ શકતા નથી. શાંતિથી કરેલું મનન જ માર્ગ દર્શાવી શકે છે.

સાવિત્રી—હું કમલાને બોલાવી તેની જોડે વાત કરીશ.

કલ્યાણકામ—અને, હું દુર્ગેશને બોલાવી તેની જોડે વિચાર કરીશ.

પુષ્પસેન—આપ બન્ને મળી એમના વિચાર ફેરવો એટલે હું કૃતાર્થ થાઉં.

કલ્યાણકામ—એમના વિચાર ફેરવવા કે આપના વિચાર ફેરવવા એ એમાંથી કયું ઇષ્ટ છે અને કયું શક્ય છે એ જ શોધી કહાડવાનું છે. હવે, આપ કમલા સાથે કલહ ન કરશો.

પુષ્પસેન—મારી પ્રતીતિ છે કે આપ અને શ્રીમતી જે પ્રશસ્ય હશે તે જ કરશો. આપે કે શ્રીમતીએ કરેલા અનુશાસનનું મેં કદી ઉલ્લંઘન કર્યું નથી. હવે હું રજા લઉં છું.

કલ્યાણકામ—અમે પણ બાગમાં આવતી અંધકારની છાયાને ઉઘડેલા હૃદયપટ સાથે સ્પર્શ થવા નહિં દઈએ.

( સર્વે જાય છે. )

---

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ: દુર્ગેશનું ઘર.

( દુર્ગેશ અને કમલા બેઠેલાં પ્રવેશ કરે છે.)

**દુર્ગેશ**—પ્રિયે ! આજે આપણા લગ્નને એક માસ પૂર્ણ થયો, પણ, જાણે પ્રથમ દિવસ જ હોય, તથા દિન અને રાત, પહોર અને ઘડી, પળ અને વિપળ, સહુ એકાકાર થઈ તેમની વચ્ચેનાં અંતર લુપ્ત થયાં હોય, એમ લાગે છે.

**કમલા**—વ્હાલા ! સ્વર્ગમાં કાલની ગણના હોતી જ નથી.

**દુર્ગેશ**—સ્વર્ગમાં કાલ નથી તેમ દિશા પણ નથી. અને, સીમા ન હોવાથી સ્વર્ગવાસીઓને કદી સ્વર્ગ બહાર જવાનો પ્રસંગ આવતો નથી.

**કમલા**—આપણને એ સ્વર્ગનાં અધિકારી કરનારનું પ્રભુ કલ્યાણ કરજો.

**દુર્ગેશ**—કલ્યાણકામ અને સાવિત્રી દેવીના ઉપકારના ઋણમાં તો આપણે જીવનપર્યન્ત બંધાયાં છીએ. તેમના વિના બીજું કોણ તારા પિતાની સખતાઈને મુલાઇમ કરી શકત ? જ્યાં બીજાને હાથે ભંગ થાત ત્યાં તેમને હાથે કમાન વળી છે.

**કમલા**—કન્યાદાન દેતી વખતની મારા પિતાની સંપૂર્ણ પ્રીતિ એ સર્વ ભૂતકાલનું વિસ્મરણ કરાવે છે.

**દુર્ગેશ**—એ સર્વ ઘટનાના નાયક અને મને કનકપુરમાં આણનાર ભગવંત કલ્યાણકામના હૃદયની ઉદાત્તતાના દર્શનથી મારૂં હૃદય વિકાસ પામ્યું છે. પાછળ દષ્ટિ કરૂં છું તો મારા ચિત્તમાં વસેલી સ્વાર્થી રાજ્ય-લોભની અને અધમ રાજ્યદ્રોહની બુદ્ધિ કેવી નષ્ટ થઈ છે ! પ્રાણેશ્વરી ! તારા પ્રેમપ્રસાદ વિના એ સર્વ સુભાગ્ય મને ક્યાંથી પ્રાપ્ત થાત !

( વસંતતિલકા. )

તેં પ્રેમ પ્રેરિ ઉરને ગતિ ઊર્ધ્વ આપી,
તેં નેત્ર વ્યંજક વડે છવિ દિવ્ય છાપી;
ધોઈ સુધાથિ કર્યું તેં મુજ ચિત્ત સ્વચ્છ,
ને તેથિ આત્મબળની થઇ પ્રાપ્તિ શક્ય. ૩૨.

કમલા—અબલાનું તમે બહુ મહત્ત્વ કલ્પો છે.

દુર્ગેશ—શક્તિ અબલા રૂપે પ્રકટ થાય છે એ રસિક કલાવિધાન જ છે.

કમલા—સાવિત્રી દેવીએ મહિષાસુરમર્દનીનું ચિત્ર કહાડ્યું છે તેમાં દુર્ગાને ચંડી નહિં પણ સૌમ્ય આકૃતિવાળી ચિતરી છે. તેના હાથમાંનું ખડ્ગ ફુટતી કુંપળોવાળી ડાળીનું છે. તેના પગ નીચે દબાયેલો મહિષ તે મનુષ્યની જડતા છે એમ ફલિત કરવા સારૂ માથું મારતાં ભાગેલાં તેનાં શિંગડાં વચ્ચેનું તેનું કપાળ અને આંખો સ્થૂલ બુદ્ધિના માણસ જેવાં કહાડ્યાં છે. તેના કાન અને તેનું નાક થોડાં માણસ જેવાં અને થોડાં પશુ જેવાં કહાડ્યાં છે. સહુને એ ચિત્ર બહુ હૃદયંગમ લાગે છે. માત્ર, વંજુલ કહે છે કે 'પાડાને તો પુંછડું હોય અને શિંગડાં હોય; પાડો તે વળી માણસ જેવો કહાડ્યાથી શોભતો હશે? અને વળી, દુર્ગા તો ચંડી જ હોય. તેને તો વિકરાળ અને લોહીની તરસી જ કહાડવી જોઈએ.'

દુર્ગેશ—શ્રીમતીની પરમ તીવ્રતાવાળી બુદ્ધિમાંથી અને અનુપમ કોમળતાવાળા હૃદયમાંથી નિકળતી રસસૃષ્ટિની એ જડસાને શી પરીક્ષા હોય? ક્યાં જડતામાં બંધાઈ રહેલી એની બુદ્ધિ અને ક્યાં શ્રીમતીની ઉચ્ચ ભાવના!

કમલા—પહેલાં મને એમ લાગતું કે શ્રીમની અને ભગવન્તની ગંભીરતા તથા પ્રૌઢતામાં પ્રેમનો અવકાશ નહિં હોય. પણ, આપણા લગ્ન પહેલાંના વૃત્તાન્તમાં મારે એમનો બહુ પરિચય થયો ત્યારે ખબર પડી કે એમનો પ્રેમ અગાધ છે, અને, એમની આસક્તિમાં રાગ માતો નથી એટલો ભરપૂર છે. માત્ર એક વાત આશ્ચર્ય જેવી લાગી. 'પ્રિયા' અને 'પ્રાણનાથ' અને એવાં પ્રેમનાં સંબોધનોના ઉચ્ચાર કરતાં

મેં તેમને કદી સાંભળ્યાં નથી. બહુ કુતૂહલ થવાથી તેમનાં એકાન્ત સંભાષણ પણ મેં છાનાં રહી એક બે વાર સાંભળેલાં, પણ, એવાં વચનો તેમના મુખમાંથી નિકળેલાં નહિં.

દુર્ગેશ—પ્રિયતમે! મને તો એમ લાગે કે તને પ્રેમવાચક વચનોથી સંબોધન કર્યા વિનાની એક ઘડી ગઈ હોય તો તે સૃષ્ટિના ઇતિહાસમાં નિરર્થક ગઈ.

કમલા—પ્રાણવલ્લભ ! તમારી આ અશેષ ભક્તિ કોઈ કોઈ વેળા મને ભયભીત કરે છે કે એમાં અણુમાત્ર શિથિલતા કોઈ કાળે થશે તો હું તે શી રીતે સહન કરીશ.

દુર્ગેશ—તને મારા પ્રેમની નિશ્ચલતા પર શ્રદ્ધા નથી ?

કમલા—

( માલિની. )

હૃદય સકલ મારૂં અર્પિયું જેહને મેં,
થઈ અનુરત જેમાં દૂભવ્યા તાતને એ,
જીવતર મુજ જેના પ્રેમ માટે જ ધારૂં,
હૃદય અચલ તેનું પૂર્ણ શ્રદ્ધાથિ માનું. ૩૨.

લગ્ન પહેલાં શ્રીમતીએ મને કહેલું કે ' ગયેલું યૌવન પાછું મેળવવાનો ઉપચાર મહારાજ પર્વતરાયને જડયો છે, પણ, ગયેલો પ્રેમ પાછો મેળવવાનો ઉપચાર કોઈને જડ્યો નથી. માટે, પ્રેમમાં નિરંતર દૃઢ રહેવાનું મનોબળ તમારા બન્નેમાં છે એમ તમને લાગતું હોય તો જ લગ્ન કરજો. ફીણના ઉભરાથી પાણીની ઉંડાઈનું માપ થતું નથી, માટે, ઉભરો શમી જાય ત્યારે પાણી કેટલું રહેશે એનો ખ્યાલ પ્રથમથી કરી મુકજો. '

દુર્ગેશ—તે પછી મારા મનોબળ વિશે તેં મને પુછ્યું કેમ નહિં ?

કમલા—મારા મનોબળથી તમારા મનોબળનું માપ હું કરી શકી હતી. એક ધરી પર ફરનારાં બે ચક્રમાં એકની ગતિના સરખી જ બીજાની ગતિ હોય છે.

દુર્ગેશ—પ્રાણપ્રિયા ! તારા હૃદયની ઉદાત્તતા ઉપરથી તું મારા હૃદયની ઉદાત્તતાનું અનુમાન કરે છે, તો ભવિષ્યમાં તારૂં હૃદય શિથિલ નહિં થાય અને મારૂં હૃદય શિથિલ થશે એવી અન્યાય ભરેલી શંકા શા માટે કરે છે ?

કમલા—હૃદયેશ્વર ! હું તમને અન્યાય નથી કરતી. મને માત્ર આપણા સુખની પરિપૂર્ણતા જોઈ અધીરાઈના વિચાર આવે છે કે રખેને એ પરિપૂર્ણતા કાળની ચંચળતાના પંજામાં સપડાય ! તમારા મિત્ર તે દિવસે કહેતા હતા કે કાળને મન સહુ સરખા છે.

દુર્ગેશ—એમના વચનનો અર્થ તો એવો હતો કે કાળ એકની પાસે ઉભો રહે અને બીજા પાસેથી ચાલ્યો જાય એમ બનતું નથી.

કમલા—એમને આવવાનો હવે વખત થયો છે. એમણે કહ્યું હતું કે ‘ તમારા લગ્નના માસિક ઉત્સવમાં સામીલ થવા સારૂ નિત્ય કરતાં આજે હું વહેલો આવીશ. ’ એ પોતાનું નામ કહેતા નથી તેથી એમને માટે સર્વનામ જ વાપરવાં પડે છે.

દુર્ગેશ—એમણે પોતાનું નામ અને વૃત્તાન્ત ગુપ્ત રાખ્યાં છે તે છતાં, એમની સાથે અકસ્માત્ સમાગમ થયો તે જ ક્ષણથી મને એમના પર સંપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થયો છે. એ કહે છે કે ‘ તમે મારો વિશ્વાસ કરો છો તે કરતાં હું તમારો વધારે વિશ્વાસ કરૂં છું અને તે વખત આવ્યે સમજાશે. ’

કમલા—એમની ગુપ્તતામાં મહાતેજ ઢંકાયેલું છે એમ લાગ્યા વગર રહેતું નથી. અહો ! આ એ જ આવે છે !

( રાઈ પ્રવેશ કરે છે અને બેસે છે. )

રાઈ—તમે બન્ને મારી નિન્દા કરતાં હતાં એમ જણાય છે.

કમલા—જેની સંપૂર્ણ સ્તુતિ અશક્ય હોય તેની અપૂર્ણ સ્તુતિ તે નિન્દા જ છે.

રાઈ—પોતાને માટે તો તમે કહેતાં હતાં કે વિવાહિત દંપતીને માટે જગતમાં સર્વ સંપૂર્ણ જ છે. તેથી, દુનિયામાં વધેલી અપૂર્ણતા કુંવારાઓને બક્ષિસ આપી દેતાં હશો !

કમલા—તમે કુંવારા છો એટલું પણ અત્યારે જ જાણીએ છીએ, તેથી, એ બક્ષિસની કલ્પના સંભવતી નથી.

રાઈ—આટલો બધો તમારો કૃપાપાત્ર છતાં હું તમારાથી અન્તર રાખું છું એ મને બહુ ખુંચે છે, પરંતુ, જ્યારે એ અન્તર દૂર કરવાનો સમય આવશે ત્યારે મારૂં વાજબીપણું તમે કબુલ કરશો.

દુર્ગેશ—એ વિશે અમને સંદેહ છે જ નહિં. માત્ર કમલાને જિજ્ઞાસા દાબી રાખવી બહુ કઠણ પડે છે.

કમલા—પુરુષોની જિજ્ઞાસા સ્ત્રીઓ જેટલી જ તીવ્ર ન હોત તો ખોળતા ખોળતા તેઓ પાતાળ સુધી જાત નહિં.

દુર્ગેશ—અત્યારે તો અમારી જિજ્ઞાસા તારા મનોરમ સંગીત માટે છે. લે આ સારંગી. ( ઉઠીને સારંગી આપે છે ).

કમલા—( સારંગી વગાડીને ગાય છે :—

( ખમાચની ઠુમરી )

રસ સુખકર ઘન શો વરસી રહ્યો !
વરસી રહ્યો, વરસાવી રહ્યો ! રસ૦
પ્રેમ ગગન કેરો કંઈ આણી,
પુલક પુલક વિકસાવી રહ્યો. રસ૦
મર્મ ઉપર સિંચી રસ જ્યાં ત્યાં,
સુરભિ સુરભિ પ્રકટાવી રહ્યો. રસ૦
ઊર્મિમાળ ધારા મહિં ઘેરી,
સરિત સરિત ઉછળાવી રહ્યો. રસ૦
ભિંજવિ કેસર પાંખડિ તંતુ,
કુસુમ કુસુમ નિતરાવી રહ્યો. રસ૦ ૩૩.

રાઈ—શી સંગીતની મધુરતા ! એ મિષ્ટતાથી પ્રસન્ન થઈ ચિત્ત ઉત્તુંગ પદે આરોહણ કરે છે, અને, કવિતાથી ઉઘડતી કલ્પનાની પાંખે ચઢી ચિત્ત ઘનવર્ષણમાં ગર્ભિત રહેલી ખુબીની ઝાંખી કરે છે.

કમલા—એ માત્ર સૌજન્યનો પક્ષપાત છે.

રાઈ—કોરી ઋતુમાં પગ મારા સરખા કોરાને આર્દ્રતાનો અનુભવ થવાથી જે ઉપકારબુદ્ધિ થાય તેનો પક્ષપાત કેમ કહેવાય ?

**દુર્ગેશ**—તમારી સહૃદયતામાં કોરાપણુનો અવકાશ નથી.

**કમલા**—તે કોરાપણું લાગતું હોય તો મને સહિયર મેળવી આપશો એટલે તે શી રીતે જતું રહ્યું તે પણ ખબર નહિં પડે.

રાઈ—મારે હજી ઘણું મેળવવાનું બાકી છે.

**દુર્ગેશ**—મહારાજ પર્વતરાય રાજ્યતંત્ર પાછો હાથમાં લે ત્યારે તમારે રાજસેવામાં દાખલ થવું એવી મારી સૂચના છે.

રાઈ—ઈશ્વરેચ્છા હશે તેમ થશે. ગમે તે પ્રકારે લોકસેવા કરવી એવી મારી ઉત્કંઠા છે. મહારાજના પાછા આવવા સંબંધમાં લોકોની કેવી વૃત્તિ છે ?

**દુર્ગેશ**—મહારાજને પાછા જોવા લોકો ઘણા ઉત્સુક છે.

રાઈ—લોકોને મહારાજ વૃદ્ધ હોય તે વધારે પસંદ પડે કે મહારાજ જુવાન હોય તે વધારે પસંદ પડે ?

**દુર્ગેશ**—એ તો હું કહી શકું નહિં; હું પોતે શું પસંદ કરૂં છું તે કહી શકું.

રાઈ—લોકો શું પસંદ કરે છે તે મંત્રિમંડળે જાણવાની જરૂર નથી ?

**દુર્ગેશ**—જરૂર હોય તોપણ એવા વિષયમાં લોકોનાં મન શી રીતે જાણવાં ?

રાઈ—તમે સંમત થાઓ તો રાત્રે વેશ બદલી આપણે નગરચર્યા જોવા નિકળીએ.

**દુર્ગેશ**—યોજના ઉત્તમ છે.

**કમલા**—મને ઘરમાં એકલી મુકીને બહાર નિકળી પડવાની યોજના તો ઉત્તમ છે. પરંતુ, અત્યારે તો નદીતટે વિહારગૃહમાં જવાની યોજના પાર પાડવાની છે. ચાલો, હવે વિલંબનું કારણ નથી.

( સર્વે જાય છે. )

## પ્રવેશ ૨ જો.

---

સ્થળ:—કનકપુરનો મહેલ્લો.

( બદલેલે વેષે રાઈ પ્રવેશ કરે છે. )

રાઈ ( સ્વગત )—અત્યારે હું જગદીપ નથી, રાઈ નથી, પર્વતરાય નથી. દુર્ગેશનો નામહીન મિત્ર નથી, પણ વળી, પાંચમા વેષે નગરમાં નિકળ્યો છું. મારૂં પોતાનું કાંઈ ખરૂં સ્વરૂપ છે કે હું માત્ર જુદા જુદા વેષનો જ બનેલો છું એ વિશે મને શંકા થવા માંડી છે.

( ઉપજાતિ. )

પ્રયોગ પૂરો કરિ નાટ્ય અંતે,<br>
સ્વરૂપ સાચું નટ પાછું ધારે;<br>
શું જન્મથી મૃત્યુસુધી જ મારે,<br>
નવા નવા વેષ સદૈવ લેવા ? ૩૪

પરંતુ, જનસમાજની સેવા ઉઠાવનારે કોઈ કાળે પણ વેષ મુકી દેવાનો ખ્યાલ શા માટે કરવો ? સેવકને છુટી હોતી જ નથી.

( ઘનાક્ષરી. )

ઘરમાં અને બહાર, ઉંઘતાં અને જાગતાં,<br>
ખાતાં પીતાં ને ચાલતાં, સેવક તે સેવક છે;<br>
કદી તે ભંડારી થાય, કદી થાય નાણાવટી,<br>
કદી લડવૈયો થાય, વેષ એવા અનેક લે;<br>
કચરાનો વાળનાર, રાજગાદી બેસનાર,<br>
બન્ને એવી નિરંતર સ્વામીકેરી સેવા કરે;<br>
સ્વામીને માટે શ્વાસ લે, સ્વામીને માટે વેષ લે,<br>
સેવામાંહે વિશ્રાન્તિની ક્ષણુ તેને ક્યાંથી મળે ? ૩૫

આ દુર્ગેશ પણ ગુપ્ત વેષે આવી પહોંચ્યો.

( દુર્ગેશ અને છોકરો બે ઘડા અને કટોરા લઈ પ્રવેશ કરે છે. )

રાઈ—આ છોકરો કોણ છે ?

દુર્ગેશ—એ મારૂં વિશ્વાસુ માણસ છે. યોજના એવી કરી છે કે આપણે નગરમાં શેરડીનો રસ વેચવા નિકળવું. આ નગરમાં એવો રિવાજ છે કે પહેલી રાત્રે લોકો ઘરને આંગણે બેસી શેરડીનો રસ પીએ છે. એ રીતે, રસ પાતાં આપણે લોકો સાથે ભળી શકીશું. આપણે બે રસનો આ અકેક ઘડો લઈશું, અને, આ છોકરો રસ ભરીને આપવાના કટોરા લેશે. ( એ પ્રમાણે ઘડા અને કટોરા લઇ સર્વે આગળ વધે છે. )

રાઈ—સામેથી પેલો બાવો આવે છે તેની પહેલી બહોણી કરીએ.

( બાવો પ્રવેશ કરે છે. )

રાઈ—બાવાજી ! જે સીતારામ !

બાવો—જે સીતારામ. બચ્ચા, યે બરતનમેં ક્યા હયે ?

રાઈ—શેરડીનો રસ છે. બાવાજી પીશો ?

બાવો—મુફ્ત પીલાયગા તો પીઇંગે.

દુર્ગેશ—બાવાજી, મફત પાઈએ તો હમે રોટલા ક્યાંથી ખાઈએ ?

બાવો—સારા નગર ઐસા હયે. હમ દાતાર ઢુંઢનેકું આયે તો લોક હમારે પાસસેં દામ મંગતે હયે. હમ રુદ્રનાથકે દરસનકે લીએ આયે તો મંદિરકે દ્વાર રાતદિન બંધ હયે. હમ બુઢ્ઢે રાજાકું દેખનેકું આયે તો વો જુવાન હો જાતા હયે. ભાઈ, હમ તો યહાં નહિં રહિંગે. કનકપુરમેં અલખ જગાના યે નકમ્મા હયે.

( બાવો જાય છે )

રાઈ—બાવાજીની ચાસણીએ કનકપુરમાં સોનું નિકળ્યું નહિં.

દુર્ગેશ—બાવાના ઉદ્ગાર તે લોકવાણી કહેવાય નહિં. વેરાગીથી સંસારની ખરી તુલના થઈ શકતી નથી.

રાઈ—ગાતા ગાતા આ વિચિત્ર વેષે કોણ આવે છે ?

( શરીર ઉપર ઠેર ઠેર બાંધેલાં દર્પણોવાળા અને હાથમાં લીધેલાં દર્પણમાં મહોં જોતા કેટલાક મનુષ્યો ગાતા ગાતા પ્રવેશ કરે છે. )

અનુષ્યો—

( લાવણી. )

મુખ દેખ દર્પણે નિત્ય ઊઠતાં વ્હાણે;
મુખ દેખ દર્પણે નિત્ય બેસતાં ભાણે;
મુખ દેખ દર્પણે નિત્ય ચાલતાં વાટે;
મુખ દેખ દર્પણે નિત્ય તોળતાં હાટે;
મુખ દેખ દર્પણે નિત્ય બોલતાં વાણી;
મુખ દેખ દર્પણે નિત્ય સૂણતાં કહાણી;
નિજ રૂપ દર્પણે દેખી કાર્ય સહુ કરજે;
લઈ ઝાંખી આપની પ્હેલી અન્ય ભણી વળજે. ૩૬.

રાઈ—તમે સહુ કોણ છો ?

એક માણસ ( દર્પણમાં મહોં જોઇને )—અમે સહુ દર્પણસંપ્રદાયના છીએ.

રાઈ—એ વળી નવો સંપ્રદાય! પરંતુ, જે ભૂમિ પર હજારો સંપ્રદાયોના ડુંગરો પડેલા છે તે ભૂમિ એક નવા સંપ્રદાયના ભારથી નમી જવાની નથી.

બીજો માણસ ( દર્પણમાં મહોં જોઇને )—અમારો સંપ્રદાય ભારરૂપ નથી. અમે માણસોને દર્પણ દેખાડી તેમનો ઉદ્ધાર કરીએ છીએ, અને, એ રીતે પૃથ્વીનો ભાર ઓછો કરીએ છીએ.

રાઈ—તમે આ નગરમાં ક્યારથી વસો છો ?

પહેલો માણસ ( દર્પણમાં મહોં જોઈને )—અમે નગરમાં હાલમાં જ આવ્યા છીએ. મહારાજ પર્વતરાયને ઘડપણ આવ્યું ત્યારે તેમણે મહેલમાનાં બધાં દર્પણ ફોડાવી નંખાવેલાં. હવે મહારાજ જુવાન થઈ પ્રકટ થાય ત્યારે દર્પણની પુનઃ સ્થાપના કરવાની તેમને અરજ કરવા અમે આવ્યા છીએ.

રાઈ—મહેલમાં દર્પણો મુકાયાથી શો લાભ થશે ?

**બીજો માણસ** ( દર્પણમાં મહોં જોઇને )—ઘડપણના બદલામાં જુવાની લીધાથી સત્ત્વ વધ્યું કે ઘટયું તેનો મહારાજને ખ્યાલ આવશે. અને, મહેલમાંના સર્વ જનો પોતાની ઘટતી કદર કરી મહારાજની ઘટતી કદર કરશે. લ્યો, તમે પણ મુખ જુઓ. ( દર્પણ દેખાડે છે. )

**દુર્ગેશ**—અમે તો શેરડીનો રસ પાઈ નાણાંનું દર્શન કરવા નિકળ્યા છીએ.

**બીજો માણસ** ( દર્પણમાં મહો જોઈને )—અમારો ને તમારો જોગ નહિં ખાય. ચાલો, દર્પણદર્શીઓ !

( સહુ દર્પણમાં જોતા અને ઉપર પ્રમાણે ગાતા ચાલ્યા જાય છે )

**દુર્ગેશ**—ભટકનારા રાહદારીઓનો મેળાપ કર્યો. હવે ચાલો,ઘરને આંગણે બેઠેલા પુરવાસીઓનો મેળાપ કરીએ. છોકરા, પોકાર કરવા માંડ.

**છોકરો** ( હાથમાંના કટોરા ખખડાવી બુમ પાડે છે )—કોઈ પીઓ રસ રસાલ ! મિસરી માલ ! દિલ ખુશાલ !

( સહુ જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

---

સ્થળઃ— કનકપુરનો મહેલ્લોઃપુરવાસીઓનાં ઘરનાં આગણાં આગળ.

( રસ્તામાં બેસી કટોરા લઈ રસ પીતા પુરવાસીઓ, અને તેમની સામે બેઠેલા રાઈ, દુર્ગેશ અને છોકરો, અને પાછળ ઓટલા ઉપર બેઠેલી સ્ત્રીઓ અને બાળકો પ્રવેશ કરે છે. )

**પહેલો પુરવાસી**—શો લહેજતદાર રસ છે ! જેણે રસ પીને જીભને ગળી ન કરી તેની કાયા કડવી જ રહી !

**બીજો પુરવાસી**—દુનિયામાં ગળપણ જેવું કાંઈ ગળ્યું નથી.

**ત્રીજો પુરવાસી**—અને ગળ્યા જેવું કાંઈ સ્વાદિષ્ઠ નથી.

**ચોથો પુરવાસી**—અને સ્વાદિષ્ઠ જેવું કાંઈ સુખકારક નથી.

**પહેલો પુરવાસી**—

( તોટક. )

રસપાન કરો, નવ ઢીલ કરો,
રસપાત્ર લઈ ઝટ હોઠ ધરો;
રસ છે મધુરો, પણ, કોણ કળે ?—
કડવો બનશે કદિ કાળબળે ? ૩૭.

( સહુ કટોરા મહોંએ માંડી રસ પીએ છે. )

**પાંચમો પુરવાસી**—જે રસ પીતાં ધરાય તે શું પીએ ?

**પહેલો પુરવાસી**—જે ધરાય તેને રસ પીતાં આવડયો નહિં એમ સમજવું.

**ત્રીજો પુરવાસી**—પર્વતરાય મહારાજે પોતે ધરાઈ જવાથી જુવાની માગી હશે કે ભૂખ્યા રહી જવાથી જુવાની માગી હશે ?

**પાંચમો પુરવાસી**—એમાંથી એકે રીતે, જીવતર જીવતાં ન આવડયું એ તો નક્કી.

**બીજો પુરવાસી**—ઘડપણમાં એમને રસ ભાવ્યો નહિં કે રસ મળ્યો નહિં ?

**પહેલો પુરવાસી**—આ રસ વેચનારને પુછોને કે કોઈ ઘરડા તમારા ઘરાક થાય છે ?

**શાઈ**—તમારા સરખા ઘરાક ઘરડા નહિં તો જુવાન ગણાય ?

**પહેલો પુરવાસી**—શું હું ઘરડો છું ?

**શાઈ**—તમારામાંથી કોઈ તો ઘરડો હશે !

**બીજો પુરવાસી**—તું રસ વેચવા આવ્યો છે કે ગાળો દેવા ?

**શાઈ**—ઘરડા કહેવામાં ગાળ છે ?

ત્રીજો પુરવાસી—ત્યારે શું વધામણી છે ?

રાઈ—તો પછી પર્વતરાય મહારાજને ઘડપણ ન ગમ્યું એમાં એમને દોષ
કેમ દો છો ?

પહેલો પુરવાસી—મહારાજને તો ખરેખરૂં ઘડપણ આવેલું. અમને શું
એમની પેઠે માથે પળીઆં આવ્યાં છે, આંખે મોતીઆ આવ્યા છે,
કાને બહેરાશ આવી છે, દાંતે બોખાપણું આવ્યું છે, હાથે ને પગે
ધ્રુજારી આવી છે, અને, ચામડીએ કરચોલી વળી છે ? મહારાજને
એ બધાં અંગમાં ઘડપણને ઠેકાણે જુવાની આવશે, પણ ઘરડું
કાળજું પાછું જુવાન કેમ થશે ?

પાંચમો પુરવાસી—ઘરડા એમને ઘરડા જાણતા તે ના રહ્યું, અને,
જુવાન એમની જુવાની કબુલ નહિં રાખે !

રાઈ—તમને જુવાન રાજા કરતાં ઘરડા રાજા વધારે ગમે!

પાંચમો પુરવાસી—અમને તો સારા રાજા ગમે. ઘરડા હોય તો ઘડપણથી
લજવાવા ન જોઇએ, અને, જુવાન હોય તો જુવાનીથી છકી જવા
ન જોઈએ,

દુર્ગેશ—તમે સહુ એકઠા થઈ ભલભલાને શીખવો એવા ડહાપણની વાતો
કરો છો.

પહેલો પુરવાસી—આવો મજેહદાર રસ તમે પાઓ એટલે ડહાપણ
આવ્યા વિના રહે ?

( દોહરો. )

ઉતરે રસનો ઘુંટડો, ઉઘડે અક્કલ તર્ત;
હૈયું ફાલે હર્ષમાં, નાસે દિલનાં દર્દ. ૩૮.

બીજો પુરવાસી—તમારી સાથેનો છોકરો ચાલાક છે. તમે વાતોમાં
રહ્યા. પણ, એણે ઓટલા આગળ જઈ બઈરાં અને છોકરામાં કટોરા
ફેરવવા માંડયા !

દુર્ગેશ—અમારી અપૂર્ણતા એ પૂરી કરે છે.

( રસ્તે જતું સ્ત્રીમંડળ પ્રવેશ કરે છે. )

ત્રીજો પુરવાસી—છોકરા ! પેલાં સામેથી નવી કાકી આવે એમને એક કટોરો પાજે.

છોકરો—કિયાં ?

ત્રીજો પુરવાસી—પેલાં કાળી ઝીમીમાં 'ઝબુકે વાદળ વીજળી.'

ચોથો પુરવાસી—એમ પુછજે ને કે રાણી લીલાવતી જેવાં રૂપાળાં છે અને એમને પગલે ઘરડા વરને પરણ્યાં છે તે કિયાં ?

છોકરો—અઈરાં માણુસને એવાં અઘટિત વેણુ મારાથી ન કહેવાય અને તમારાથીએ ન કહેવાય.

ચોથો પુરવાસી—તું અમને કોણુ ટોકનારો ?

છોકરો—માઝા મુકે તેને ટોકવાનો સહુ કોઈને હક છે. પુરની સ્ત્રીઓની લાજ પુરવાસીઓ નહિં સાચવે તો કોણુ સાચવશે ?

ત્રીજો પુરવાસી—અમને તું નિર્લજ્જ કહે છે ?

છોકરો—તમારી મેળે જ તુલના કરોને. એમ કહે છે કે મહારાજ રત્નદીપદેવનું રાજ એવું હતું કે સોળ વર્ષની સુન્દરી મધરાતે એકલી રસ્તેથી ચાલી જતી હોય પણ કોઈ બારીએથી ખુંખારો સરખો ન કરે. એ મર્યાદા આજ કયાં છે ?

ત્રીજો પુરવાસી—ઝાઝું બોલીશ તો આ લાકડી જોઈ છે ? (લાકડી ઉગામે છે).

છોકરો—એનો ઉતાર મારી પાસે છે. ( કમરેથી કાઢીને કટારી બતાવે છે ).

દુર્ગેશ—અરે ! અરે ! કમ્-કમરમાંથી કટારી કહાડવી પડે એવો શો પ્રસંગ છે? ( છોકરાનો હાથ પકડીને ખેંચી રાખે છે. )

છોકરો—સ્ત્રીના માનની રક્ષા એ નહાનોસુનો પ્રસંગ છે ?

( પુરવાસી પુરુષો અને સ્ત્રીઓ દોડી આવે છે, અને પુરુષો ત્રીજા પુરવાસીને ઝાલી રાખે છે. )

એક સ્ત્રી—ઘરડા વરની નારની મશ્કરી કરવાને બદલે આ છોકરાની પેઠે બઈરાંની વારે જતાં શિખોને ! એવા પુરુષો ઘણા નિકળશે તો કોઈ બાપ પોતાની કન્યા જ ઘરડા વરને નહિં દે.

પાંચમો પુરવાસી—હવે, અત્યારે અમને જંપવા દો ને લઢાઈ પર ટોપલો ઢાંકો. જાઓ સહુ સહુને ઠેકાણે. લઢાઈ આગળ ચલાવવી હોય તો સવારે આવીને ટોપલો ઉઘાડજો.

( સહુ જાય છે. )

---

# પ્રવેશ ૪ થો.

---

સ્થળઃ—દુર્ગેશનું ઘર.

( દુર્ગેશ, કમલા અને રાઈ બેઠેલાં પ્રવેશ કરે છે. )

કમલા ( હસતી હસતી ) તમારી વિચક્ષણતા એટવીજ કે ? મારા ઘાંટા પરથી પણ તમે મને ઓળખી શકયા નહિં ?

રાઈ—સ્ત્રીઓ કરતાં પુરુષોની વિચક્ષણતા ઓછી હોય છે તે હું કબુલ કરૂં છું. પરંતુ, વિચક્ષણતા દર્શાવવા સારૂ સ્ત્રીને પુરુષોનો વેશ લેવો પડે ત્યાં પુરુષોની નહિં તો પુરુષોના વેષની તો ખુબી ખરી જ. એ વેષે ઘાંટામાંથી પણ સ્ત્રીત્વને પ્રકટ થવા દીધું નહિં તે પણ પુરૂષોની વેષ-યોજનાનું સામર્થ્ય દર્શાવે છે.

કમલા—સ્ત્રીઓના સ્ત્રીત્વને ઢાંકી રાખવાનું સામર્થ્ય પુરુષોની અનેક યોજ-નાઓમાં સમાયેલું છે તે નિઃસંશય છે.

રાઈ—એ સર્વ ગોપનસામગ્રી છતાં કટારી ઝાલવાની ઢબથી હથિયારનો પરિચય ગુપ્ત રહેતો નહોતો.

કમલા—ક્ષત્રિયાણી હથિયારથી છેક અપરિચિત તો ન હોય.

રાઈ—વીરાંગનાના તેજનો ઝબકારો જોવાનો અમને પ્રસંગ મળ્યો એ

અમારૂં ધન્ય ભાગ્ય. પરંતુ, છોકરાને વેષે અમારી સાથે નગરચર્યા જોવા આવવાનું પ્રયોજન સમજાયું નહિં. દુર્ગેશને રાત્રે એકલા જવા ન દેવા એવો અણભરોંસો તો કમલાદેવીને હોય જ નહિં.

કમલા—અનુભવ થવાનો પ્રસંગ આવશે ત્યારે તમને સમજાશે કે પ્રેમી જનોને પરસ્પર અવિશ્વાસ હોતો જ નથી.

દુર્ગેશ—અને, પરસ્પર અવિશ્વાસ હોય છે ત્યાં પ્રેમ હોતો નથી.

રાઇ—ત્યારે ટુંકા વિયોગની અધીરાઈ એ પણ સાથે આવવાનું કારણ ન હોય.

કમલા—વિયોગની અધીરાઈનાં જે કૃત્રિમ વર્ણનો કવિતાને નામે જોડી કહાડવામાં આવે છે તેથી જ એ અધીરાઈ હાસ્યપાત્ર થવા પામે છે.

( અનુષ્ટુપ્. )

જલપાતનણું મૂલ્ય અધુરૂં રૂહે તૃષા વિના;
જે તાપથી તૃષા થાય અવજ્ઞા તેનિ ના ઘટે. ૩૯.

પરંતુ, કલ્પનાઓ કરવાનો વિશેષ શ્રમ તમને નહિં આપું. પર્વતરાય મહારાજના વર્તન સંબંધે થયેલા લોકમત વિશે ઉપમંત્રીને વાકેફ કરવાની તમે યોજના કરી, તેથી, મહારાજના એ વર્તનથી સ્ત્રીવર્ગની થતી અવમાનના તરફ ઉપમંત્રીનું લક્ષ ખેંચવા હું સાથે આવી હતી, અને, પુરુષવેષ વિના મારાથી આવા પ્રસંગોમાં સાથે ફરાય એ તો એ અવમાનના દૂર થાય ત્યારે જ શકય થાય.

દુર્ગેશ—એ અવમાનનાના આ રાત્રે દીઠેલા એક ચિત્રથી હૃદય પર જે મુદ્રા અંકિત થઈ છે તે સો વર્ણનોથી પણ અંકિત થઇ શકત નહિં.

રાઈ—ઉપમંત્રી અને ઉપમંત્રીના ઉપરીઓ એ અવમાનનામાંથી સ્ત્રીજાતિને છોડવે તો જ એ મુદ્રાદાન સાર્થક થાય.

દુર્ગેશ—રસપ્રભાવ વડે પ્રત્યેક સ્નાયુને અને પ્રત્યેક નાડીને સ્ફુરાયમાણ કરનારી આવી દીક્ષા મળ્યા પછી ઉપમંત્રી યત્નમાં શી કચાશ રાખશે ?

કમલા—એમ છે તો સ્ત્રીના ઉદ્ધાર માટે યજ્ઞ આરંભવાનો હું સંકલ્પ કરાવું તે કરો.

રાઇ—મને પણ એ સંકલ્પમાં સામીલ થવાની અનુજ્ઞા આપો.

કમલા—ભલે. તમે બન્ને સંકલ્પ કરો કે

( વસંતતિલકા.)

સ્ત્રીજાતિની અવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રકટાવિશું કે
તેની પ્રચંડ ઉંચિ જ્વાલનિ માંહિં થાશે
અજ્ઞાન, સ્વાર્થ, વળિ દુર્મતિ સર્વ ભસ્મ. ૪૦.

રાઈ અને દુર્ગેશ—( બન્ને એ શ્લોક સાથે બોલી સંકલ્પ કરે છે. )

દુર્ગેશ—પર્વતરાય મહારાજનું નવું રાજ્ય બેસે એ સમય એ હુતાશન પ્રકટાવવા માટે અનુકૂલ થઈ પડશે.

રાઈ—નવું રાજ્ય શાથી ?

દુર્ગેશ—નવી જુવાની સાથે રાજનીતિમાં નવું બળ પ્રાપ્ત નહિં થાય ?

રાઈ—જુવાનીને અને રાજનીતિને કેવો સંબંધ છે, અને, જુવાની એક વાર ગયા પછી પાછી આવે તો એની એ આકૃતિમાં કે કોઈ બીજી આકૃતિમાં આવે-એ બધા ભારે પ્રશ્નો આ મધરાતના ભારથી વધારે ભારે શા સારૂ કરવા ? અત્યારે તો નિદ્રા કેમ સહેલી કરવી એ જ પ્રશ્નનું નિરાકરણ ઘટે છે.

( સહુ જાય છે. )

---

# અંક ચોથો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ:-રુદ્રનાથનું મંદિર.

( જાલકા અને શીતલસિંહ પ્રવેશ કરે છે. )

**શીતલસિંહ**—આજે સવારે કલ્યાણકામે મને બોલાવીને કહ્યું કે પૂજા-રણને પુછજો કે મહારાજની આજ્ઞા હોય તો તેમને નગરમાં પ્રવેશ કરવાનું મુહૂર્ત રાજજોશી પાસે નક્કી કરાવીએ.

**જાલકા**—રાઈને મુહૂર્તની દરકાર નથી, પણ, પર્વતરાય-રૂપ થતાં રાઈને પણ પર્વતરાય પેઠે મુહૂર્ત અનુસાર પ્રવૃત્તિ કરવી પડશે. ભગવંતને કહેજો કે મહારાજ આજ્ઞા કરે છે કે કાલે રાતે છ માસ પુરા થાય છે માટે તે પછીનું મુહૂર્ત જોવડાવી વેળાસર ખબર મોકલાવશો એટલે નગરમાં આવવાની સવારી વિશે મહારાજ સૂચના મોકલશે.

**શીતલસિંહ**—રાઈએ કાલે રાતે બને તેટલા વહેલા ભોંયરામાં દાખલ થઈ જવું જોઈએ. સવારીનું મુહૂર્ત બહાર પડશે એટલે લોકો કુતૂહલથી મંદિર બહાર એકઠા થવા માંડશે. તમને પણ ઠીક સુઝયું કે તમે મંદિરનાં દર્શન બંધ કર્યાં છે. બારણાં બંધ છે એમ જાણી લોકો આ તરફ હાલ આવતા નથી.

**જાલકા**—ભોંયરાનું એક ઢાંકણું મંદિરની પાછલી બાજુએ કોટ બહાર આવેલી ઓરડીમાં ઉઘડે છે ત્યાંથી રાઈને કાલે દાખલ કરીશું કે બહાર ફરતા લોકોનું ધ્યાન ન ખેંચાય. રાઈ પર્વતરાય થઈ મંદિર-માંના દ્વારમાંથી બહાર નિકળશે ત્યારે પ્રકટ કરીશું કે વૈદ્યરાજ એ પાછલે રસ્તેથી રાતોરાત ચાલ્યા ગયા છે. રાઈને ભોંયરામાં દાખલ કરતાં પહેલાં તમારે એને એક ઠેકાણું બતાવવાનું બાકી રહ્યું છે.

**શીતલસિંહ**—રાણી લીલાવતીનો આવાસ.

**જાલકા**—આજ રાતે ત્યાં એને લઈ જાઓ.

**શીતલસિંહ**—રાણી ન જાણે એમ મહેલમાંની એક છાની બારીથી પર્વત-રાયને-એટલે રાઈને-રાણી બતાવવાની મેં ગોઠવણ કરી છે.

**જાલકા**—રાઈએ પોતે કદી રાણીને જોવાની જિજ્ઞાસા બતાવી છે?

**શીતલસિંહ**—એમણે એ વિશે વાત જ નથી કરી. એ બાબત એમને સુઝી જ નથી એમ લાગે છે.

**જાલકા**—એ વિષય ઘણી સંભાળથી અને ઝીણવટથી એની આગળ મુકવાનો છે.

**શીતલસિંહ**—તમે સૂચનાઓ કરેલી છે તે મારા ધ્યાનમાં છે. ઠીક સાંભર્યું. કાલે એમની સાથે ફરતાં એમના ગજવામાંથી આ કાગળ પડી ગયો તે મેં છાનોમાનો લઈ લીધો છે. એમાં કંઈ કવિતા લખી છે, પણ, તે બીલકુલ સમજાતી નથી.

**જાલકા**—( કાગળ લઈને ઉઘાડીને વાંચે છે.):—

( રથોદ્ધતા. )

'રે! વિચિત્ર પટ શું વણાય આ ?
તન્તુઓ અવશ શા તણાય આ!
કોણ એ શિ રિતથી વણે બધું ?
માનવી! અબલ તન્તુ અલ્પ તું! ૪૧.

ના, નથી અવશ કે અશક્ત તું,
તું વડે જ સહુ કાર્ય આ થતું;
બે રણ્ણ તુજ સમીપ માર્ગ જ્યાં,
તું ગ્રહે ઉભયમાંથિ એક ત્યાં. ૪૨.

( અનુષ્ટુપ્. )

વસી છે શક્તિ તારામાં યથેચ્છ તે તું વાપરે;
કહી અવશ પોતાને કોને તું રાઈ! છેતરે?' ૪૩.

એને તો એવી સમસ્યાઓની રમત કરવાની ટેવ છે. એનો ઉત્તર હું એ નીચે જ આમ લખી આપું છું. ( બોલીને લખે છે: )

( અનુષ્ટુપ્ )

'રાઈ' ને 'જાલકા' એ તો બાજીનાં સહુ સોકઠાં;
છેતરે કોણ કોને જ્યાં રમે ખેલાડિ એકઠાં ? ૪૪.

આ કાગળ પાછો છાનોમાનો એના ગજવામાં મુકી દેજો. ( કાગળ આપે છે. ) હવે તમે કિસલવાડીમાં જઈ રાઈને આજ રાત્રે નિકળવા માટે તૈયાર કરો. મહેલમાં જઈ આવી પાછા ફરો ત્યારે મને વૃત્તાન્ત કહી જજો.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

---

સ્થળ: કનકપુરમાંનો રાજમાર્ગ.

( રાઈ અને શીતલસિંહ પ્રવેશ કરે છે. )

**રાઈ**—શીતલસિંહ ! આજે આપણે ક્યાં જઈએ છીએ ?

**શીતલસિંહ**—પ્રભાપુંજ મહેલમાં.

**રાઈ**—મહેલ કરતાં નગરમાં મને વધારે આનંદ થાય છે.

**શીતલસિંહ**—નગરના મુખ્ય મુખ્ય ભાગ આપે જોયા છે તે બસ છે. પણ, મહેલના તો એકે એક ખૂણાની આપને માહીતી મળવી જોઇયે.

**રાઈ**— મહેલમાં મારે શું જોવાનું બાકી છે ?

**શીતલસિંહ**—રાણીનો આવાસ.

**રાઈ**—રાણીનો ? કયી રાણીનો ?

**શીતલસિંહ**—લીલાવતીનો.

**રાઈ**—તેનો આવાસ જોવાની મારે શી જરૂર છે ?

**શીતલસિંહ**—આપ પર્વતરાય થશો અને પર્વતરાયની રાણીને નહિં ઓળખો ?

**રાઈ**—શીતલસિંહ! તમારાં વચન કંઈ મર્મવાળાં લાગે છે. (અટકીને) મને કંઈ અમંગલ શંકાઓ જેવું થાય છે. તમને તેવું થાય છે?

**શીતલસિંહ**—મને તો એવું કાંઈ થતું નથી.

**રાઈ**—( પૂર્વમાં આકાશ તરફ જોઈને )—પણે ચન્દ્ર હજી ઉગે છે તેટલામાં તેના તરફ કેવું વિકરાળ વાદળું ધસી આવે છે!

( ઇંદ્રવંશા. )

કદ્રૂપિ કાળી અતિઘોર આકૃતિ,
બે શૃંગ ઉંચાં, શિર નાનું કૂબડું,
બે હાથ વાંકા, પગ સ્થૂલ ઠુંકડા,
ગાંઠો ભરેલું સહુ અંગ એહનું. ૪૫.

**શીતલસિંહ**—એ માત્ર આપની કલ્પના છે. વાદળા જેવું વાદળું છે. જુઓ, આપણે મહેલને પાછલે બારણે આવી પહોંચ્યા.

**રાઈ**—શીતલસિંહ! મારો હાથ ઝાલો. મારા પગ કેમ ધ્રુજે છે ?

**શીતલસિંહ**—આ શું ? મહેલમાં તો આપણે ઘણી વાર જઈ આવ્યા છીએ. આપની હિંમતભરેલી બેદરકારી ક્યાં ગઈ ?

**રાઈ**—ગઈ રાતે મને ઉંઘ આવી નથી તેથી મારૂં માથું ઘુમે છે, એ મારી અસ્વસ્થતાનું કારણ છે. રાણીનો આવાસ આપણે શી રીત જોઈશું ?

**શીતલસિંહ**—આવાસના શયનગૃહમાં નજર પડે એવી રીતે ભિંતમાં ઉંચે છત પાસે પર્વતરાય મહારાજે એક નહાની બારી મુકાવેલી છે. રાણીને તેની ખબર નથી. બારી બંધ હોય છે ત્યારે ભિંત ઉપરનાં

ચિત્રકામમાં તેનાં દ્વાર ભળી જાય છે. અને, બારી આગળ મ્હોટું ઝુમ્મર ટાંગેલું છે તેથી બારી ઉઘાડી હોય છે ત્યારે પણ આવાસમાં ફરતાં માણસોથી તે દેખાતી નથી. એ બારીએ જઈ આપણે બેસીશું.

**રાઈ**—પર્વતરાયે એ બારી શા માટે મુકાવેલી ?

**શીતલસિંહ**—રાણી એકાંતમાં શું કરે છે તેની ગુપ્ત દેખરેખ રાખવા.

**રાઈ**—પર્વતરાયને રાણીનો અણભરોંસો હતો ?

**શીતલસિંહ**—ઘરડા વરને જુવાન વહુનો અણભરોંસો હોય જ.

**રાઈ**—એવી પ્રેમ વિનાની લગ્નની ગાંઠ પર્વતરાયે બાંધી શું કામ ?

**શીતલસિંહ**—પાળેલું પંખી ઉડી ન જાય માટે આપણે તેને પાંજરામાં પુરી રાખીએ છીએ તેથી શું આપણને તેના પર પ્રેમ નથી હોતો ?

**રાઈ** ( સ્વગત )—ઓ પ્રેમ ! શી તારી નાલેશી !

**શીતલસિંહ**—ચાલો, હવે મહેલની અંદર જઈએ. પહેલાંની પેઠે આ મારૂં પોટલું લઈ આપ મારા નોકર તરીકે ચાલ્યા આવશો.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

---

સ્થળ : પ્રભાપુંજ મહેલમાં રાણીના આવાસમાંનું શયનગૃહ.

( લીલાવતી અને મંજરી શયનગૃહ શણગારતાં પ્રવેશ કરે છે. રાઈ અને શીતલસિંહ ઉંચે બારીમાં ઝુમ્મર પાછળ છાના બેઠેલા છે. )

**શીતલસિંહ** ( હળવેથી )—ધોળો ગાભો પહેર્યો છે તે રાણી લીલાવતી અને છાયલ પહેર્યું છે તે એની દાસી મંજરી.

**શાઈ**—( હળવે )—વસ્ત્રોની નિશાની વિના કાન્તિથી પણ કોણ કયું તે જણાઈ આવે છે.

**મંજરી** ( પલંગે તોરણ બાંધતાં)—આ મ્હોટાં મોતીનું તોરણ પલંગે શું કામ બંધાવો છો ? પલંગની છત્રી ઝીણાં મોતીની જાળીની છે તે બસ છે. પલંગ કરતાં શયનગૃહને બારણે એ તોરણ બાંધ્યું હોય તો વધારે ન શોભે ?

**લીલાવતી**—બારણે તો હું એકલી જ રહીશ. ત્યાં ઉભી રહીને મહારાજને આવકાર દઈશ. બારણે મારી આંખોનું તોરણ બાંધ્યું હશે અને તેની નીચે મારૂં હઈયું હીરો થઈ લટકતું હશે ત્યાં મહારાજની દૃષ્ટિ બારણે બીજા કશા પર શી રીતે જવાની ?

**મંજરી**—મહારાજ તો આપને તરત ઓળખશે; પણ, આપ મહારાજને ઓળખ્યા પહેલાં જ આંખોનું તોરણ બાંધશો અને હઈયાનો હીરો લટકાવશો ?

**લીલાવતી**—શરીરની આકૃતિથી મહારાજ ઓળખાય એવા રહ્યા નહિં હોય, પણ, મારા તરફની હૃદયવૃત્તિથી મહારાજ ઢાંકયા રહેવાના છે ? તેમને પહેલે જ દૃષ્ટિપાતે હું તેમને ઓળખી કહાડીશ.

**મંજરી**—મહારાજ અહીં કયારે પધારશે ?

**લીલાવતી**—જોશી કાલે મુહૂર્ત આપશે. પણ, હું પ્રધાનજીને કહેવડાવવાની છું કે મહારાજની સવારી ઉતરે તેવા તરત જ મહારાજ મારા આવાસમાં આવે અને પછી દરબારમાં જાય એવી ગોઠવણ કરજો.

**મંજરી**—આપ મહારાજને મળવા બહુ અધીરાં થયેલાં છો, પણ, મહારાજ પોતે પહેલાં આપની પાસે આવવાની ગોઠવણ કરવાનું કહેવડાવે છે કે નહિં એ જોવા ઉપર બાકી રાખોને ! એટલે મહારાજને પણ અધીરાઈ છે કે નહિં તેની પરીક્ષા થશે.

**લીલાવતી**—મારે એવી પરીક્ષાનું જોખમ નથી વહોરવું. કદાચ, મહારાજ ઘણાં કામના વ્યવસાયમાં એવી સૂચના કરવાનું ભુલી જાય તો મહારાજ મને મળવાને ઉત્કંઠિત નથી એવા આભાસથી મારા હૃદય ઉપર

જે આઘાત થાય તે હું કેમ સહન કરી શકું ? પણ, હુંએ ભુલી નું તુંએ ભુલી. મહારાજની પરીક્ષા શાની હોય, અને તેમની ઉત્કંઠા વિશે શંકા શાની હોય ? મારી ખાતર તો મહારાજ છ માસનું કેદખાનું ભોગવીને આવે છે.

**મંજરી**—આપની ખાતર કે પોતાની ખાતર !

**લીલાવતી**—મંજરી ! આજ તને કંઈ વાયુની અસર છે ?

**મંજરી**—હું તો હમેશ જેવી જ છું. આપની રજા હોય તો બોલું.

**લીલાવતી**—બોલ. હું તને બોલવાની ક્યારે ના કહું છું ?

**મંજરી**—મહારાજ જુવાન થયા તે આપની ખાતર શા માટે ?

**લીલાવતી**—મને પ્રસન્ન કરવા અને મારાં સુખ પરિપૂર્ણ કરવા જુવાન થયા.

**મંજરી**—મહારાજ વૃદ્ધ હતા ત્યારે આપ પ્રસન્ન નહોતાં અને સુખી નહોતાં ? આપ મહારાજને ચાહો છો કે જુવાનીને ચાહો છો ?

**લીલાવતી**—આવા વિનય વગરના પ્રશ્ન પુછવાનું તું ક્યાંથી શીખી આવી ?

**મંજરી**—આપની રજા છે માટે બોલું છું. હું તો માનું છું કે આપને કાંઈ ઓછાપણું નહોતું, પણ, મહારાજને પોતાને ઘડપણમાં ઓછાપણું લાગતું હતું તેથી જુવાન થયા.

**લીલાવતી**— મંજરી તું પંડિત થઈ છે !

**મંજરી**—આ છ મહિના આપે મને આપની પાસે બેસાડી પ્રેમની વણી ચોપડીઓ વંચાવી છે, તેથી, હું પ્રેમપંડિત થઇ હોઉં તો કોણ જાણે ! બીજી કોઈ પંડિતાઈ તો મને નથી આવડતી. પણ, હું ખોટું કહું છું ? આપે કંઈ મહારાજને જુવાન થઈ આવવાનું કહ્યું હતું ?

**લીલાવતી**—મારી અને મહારાજની ખાનગી વાત તને કહેવાનો મારો વિચાર નથી. તારા વરને છ માસમાં એંસી વર્ષનો ઘરડો બનાવી દેવાનું પેલા વૈદરાજને મહારાજ પાસે કહેવડાવીશું. એટલે તારા મનના બધા ખુલાસા થઈ જશે.

**મંજરી**—ઘરડા થઈ જવાને તો વૈદ્યની એ જરૂર નથી પડતી અને રાજાજ્ઞાની એ જરૂર નથી પડતી.

**લીલાવતી**—ત્યારે દુર્ભાગ્યની જરૂર પડે છે ?

**મંજરી**—દુર્ભાગ્ય પણ હોય કે સુભાગ્ય પણ હોય.

**લીલાવતી**—પલંગે તોરણ બંધાયું. હવે ભિંતે આ પુતળાં જડેલાં છે તે દરેકના હાથમાં આ એકેકું દર્પણ મુક. પુતળાના બિલોરી કાચ્ય સાથે દર્પણની સોનેરી તકતી બહુ દીપશે.

**મંજરી**—મહેલમાં દર્પણ મુકવાની મહારાજની મના હતી.

**લીલાવતી**—હવે મહારાજ દર્પણની મના કરશે ?

**મંજરી**—રજા વિના દર્પણ કેમ મુક્યાં એમ મહારાજ પુછશે તો ?

**લીલાવતી**—એમ પુછશે તો કહીશ કે

( અનુષ્ટુપ્. )

દર્પણે દોષને માટે પ્રાયશ્ચિત્ત કરેલું છે;
જામીન છું, હવે દેશે પ્રતિબિમ્બ મનોમત.          ૪૬.

તે છતાં મહારાજને દર્પણની અણપતીજ રહી હશે તો મુખ સાથે મુખ રાખી અને ભુજ સાથે ભુજ ગુંથી હું મહારાજને દર્પણ પાસે લઈ જઈશ.

**રાઈ** ( હળવેથી )—શીતલસિંહ ! મારાથી દૂર ન જશો.

**શીતલસિંહ** ( હળવેથી )—હું આપની પાસે જ છું. પણ એવું શું છે ?

**રાઈ** ( હળવેથી )—એવું ઘણું છે.

**મંજરી**—દર્પણ પાસે લઈ જઈ મહારાજની શી ખાત્રી કરશો ?

**લીલાવતી**—હું ક્લાવીને પુછી લે છે અને મારાથી બોલાઈ જાય છે—બહુ પટામણી છે !

**મંજરી**—હું પુછું છું કંઈ ને આપ કહો છો કંઈ. મેં એમ પુછ્યું કે રજા વિના દર્પણ મુક્યાનું કારણ શું બતાવીશું, ત્યારે, આપ મનમાં ધારી મુકેલા કોડની વાત બોલ્યાં. એમાં મેં શું પટાવ્યાં ?

**લીલાવતી**—કોઈ પુતળું દર્પણ વિનાનું રહ્યું નથી. હવે, ગોખલામાં કોતરેલાં આ બધાં કમળની પાંખડીઓમાં લાલ રંગ ચિતરવા લાગ. આછી ને ઘેરી છાયામાં ભૂલ ન કરીશ.

**મંજરી**—કોઈ કમળ ભૂરાં ચિતરવાં નથી ?

**લીલાવતી**—મહારાજને લાલ કમળ જ ઘણાં ગમે છે. એમની ઉપમાઓ પણ હમેશ લાલ કમળની હોય છે. તે દિવસ મેં લાલ ચંદ્રકળા પ્હેરી હતી ત્યારે—પણ, પાછી તેં મને વાતમાં નાખી ખરી !

**મંજરી**—મેં તો કંઈ વાતમાં નાખ્યાં નથી. અમથાં ઝબકી ઉઠીને મારો વાંક કહાડો છો.

**લીલાવતી**—હું કાંઈ ઉંઘમાં છું કે ઝબકી ઉઠું ?

**મંજરી**—ઉંઘમાં તો નહિં પણ ઘેનમાં છો.

**લીલાવતી**—વળી ઘેનમાં શા રીતે ?

**મંજરી**—ઘેનમાં ન હો તો રાતે રંગ પુરવાનું લઈ બેસો ?

**લીલાવતી**—જોશી કાલે મુહૂર્ત આપવાના છે એ ખબર આવી કે તરત જ આવાસ શણગારવાનું શરૂ કર્યું છે. હવે વખત બહુ થોડો રહ્યો છે, અને વળી, દરેક કમળની બે બાજુએ બે દીવા આવશે તેથી આ રંગ તો જેમ વહેલા પુર્યા હોય તેમ સારૂં કે સુકાય અને દીપે. પણ, મંજરી ! તને એક વાત કહેવી તો હું ભૂલી જ જાઉં છું. પેલી બાલકા માલણ ઘણે મહિને આજ સવારે આવી હતી. એ પરદેશ ગઈ હતી ત્યાંથી નકશીવાળા સોનાના બે ખુમચા લાવી છે તે નજરાણામાં આપી ગઈ છે. પેલા બાજઠ ઉપર મુક્યા છે તે લાવ. ( મંજરી લાવે છે. ) જો ! બન્ને પર બહુ સુંદર મીના-

કારી કામ છે. તેમાં પહેલાંના રાજા રત્નદીપદેવના સમયનાં ચિત્ર છે. એક ખુમચામાં એ રાજાનો દરબાર દેખાડ્યો છે અને બીજામાં એ રાજા જે યુદ્ધમાં ઉતરેલા તેનો વૃત્તાંત ચિતર્યો છે, એમ જાલકા કહેતી હતી. કોઈ ઠેકાણે એ ખુમચા વેચાતા હતા ત્યાંથી મહેલમાં મુકવા સારૂ એ લઈ આવી. જાલકા કહી ગઈ છે કે મહારાજ પધારશે ત્યારે એ ખુમચામાં મુકવાનાં ફુલ આપી જઈશ અને પલંગ પર પાથરવા ફુલની ચાદર આપી જઈશ.

**શીતલસિંહ** ( હળવેથી )—આપના સુખ માટે જાલકાએ કેટલી બધી તજવીજ કરી છે !

**રાઈ** ( હળવેથી )—વૈભવના અને યુદ્ધના દર્શનથી મને પ્રોત્સાહિત કરવાની અને ઠેઠ સુધી મારા ઉપર દેખરેખ રાખવાની જાલકાની એ તજવીજ છે. પણ, રાણીને એકાએક શું થયું ?

( મંજરીને ખભે માથું નાંખીને લીલાવતી નિસાસો નાંખે છે. )

**મંજરી**—આપની પ્રકૃતિ કંઈ બગડી આવી ?

**લીલાવતી**—મંજરી ! આ ખુમચા પરના જુના વૃત્તાંત જોઈ મને એથી પણ જુના વૃત્તાંતનું સ્મરણ થાય છે, અને, ભયભરેલી શંકાઓ થાય છે. મહારાજનું કુટુંબ મૂળ દેશમાં હતું ત્યારે મહારાજના પિતાને પુત્ર નહોતો, તેથી, પહેલી રાણીના મરણ પછી તેઓ બીજી યુવાન રાણી પરણેલા. અને, બે ત્રણ વર્ષમાં એ રાણીને પુત્ર ન થયો ત્યારે ત્રીજી રાણી પરણેલા. ત્રીજી રાણીને પેટે મહારાજ અવતર્યા પછી તેમના પિતાએ બીજી રાણીને કેવળ વિસારી મુકેલાં અને તે ઝુરી ઝુરીને મરી ગયેલાં. એ બીજી રાણી જેવી મારી દશા થશે તો હું શું કરીશ ? મહારાજનું યૌવન જ મને શાપરૂપ નહિં થઈ પડે ? આ બધો શણગાર મારો ઉપહાસ કરનારો નહિં નિવડે ?

**મંજરી**—છેક છુટી મુકી દીધેલી કલ્પના આખરે ખોટા તરંગ સાથે અથડાઈ પડી ! બા સાહેબ, સ્વસ્થ થાઓ. મહારાજનો આપના ઉપર અપાર પ્રેમ છે.

**લીલાવતી**—મહારાજના પ્રેમ વિશે મને સંદેહ છે જ નહિં; પણ, મારી ઉત્સુકતા શંકાઓ ઉત્પન્ન કરી મને વિહ્વલ કરે છે.

( અનુષ્ટુપ્. )

દિશા કે કાલનું પ્રેમે અન્તર હું સહી શકું;
અન્તર થાય શંકાનું તે તો હાય! અસહ્ય છે! ૪૭.

**મંજરી**—આપ અત્યારે બીજા ખંડમાં જઈ આરામ કરશો તો શયનગૃહ શણગારવાનું કામ સવારે સારૂં થશે ને વહેલું થશે. ચાલો.

( બન્ને જાય છે. )

**શીતલસિંહ**—આપ કેમ વ્યગ્ર થયેલા દેખાઓ છો ?

**રાઈ**—

( વસંતતિલકા. )

ક્યાં વર્તમાનતણિ ભાવિશું થાય સંધિ,
તે ઝાંખવા ઉંચું ઉડે મુજ ચિત્ત વેગે;
સીમા અભેદ્ય નડતી સઘળી દિશામાં,
પાછું પડી ભમિ ભમી ગુંચવાય ચિત્ત. ૪૮.

આ મહેલની હવાથી આપણે ગોંધાઈ ગયા છીએ. ચાલો, બહારની ખુલ્લી હવાનો આશ્રય લઈએ.

( બન્ને બારીએથી જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

---

સ્થળ : કનકપુરનો રાજમાર્ગ.

( રાઈ અને શીતલસિંહ પ્રવેશ કરે છે. )

**શીતલસિંહ**—આપ બહુ વિચારમાં મગ્ન દેખાઓ છો. આપણે મહેલમાંથી નિકળ્યા પછી આપ એક અક્ષર પણ બોલ્યા નથી.

**રાઈ**—આ મુશ્કેલીનો શો ઈલાજ કરવો તેના વિચારમાં છું.

**શીતલસિંહ**—કયી મુશ્કેલી ?

**રાઈ**—રાણી લીલાવતી બાબતની.

**શીતલસિંહ**—રાણી લીલાવતી બાબત કાંઈ મુશ્કેલી નથી. એ પૂર્ણ પ્રેમ અને વિશ્વાસથી આપને મળવા તલસી રહ્યાં છે.

**રાઈ**—મને મળવા ?

**શીતલસિંહ**—પોતાના પતિને મળવા એટલે આપને મળવા.

**રાઈ**—શીતલસિંહ ! આ શી વિપરીત વાત કરો છો ! હું એનો પતિ નથી.

**શીતલસિંહ**—આપ પર્વતરાય તરીકે પ્રકટ થશો.

**રાઈ**—ત્યારે જ મુશ્કેલી થશે. હું પર્વતરાય છું પણ લીલાવતીનો પતિ નથી એમ શી રીતે પ્રતિપાદન કરવું એ સુઝતું નથી.

**શીતલસિંહ**—એમ પ્રતિપાદન થાય જ કેમ ? આપ પર્વતરાય થશો તો બધા સંબંધોના અને બધા વ્યવહારોના પર્વતરાય થશો. પર્વતરાય તરીકે આપ રાજ્યના ધણી થશો તેમ જ લીલાવતીના ધણી થશો. અને, અમૃતમય સુખના અધિકારી થશો.

**રાઈ**—**શાન્તં પાપમ્.** એવા શબ્દ મારે કાને ન સંભળાવશો.

**શીતલસિંહ**—રાણીનું સૌન્દર્ય અનુપમ છે.

**રાઈ**—તેથી શું ?

**શીતલસિંહ**—એવી અનુપમ સુંદરીના ધણી થવાને આપને વાંધો શો છે ?

**રાઈ**—વાંધો એ છે કે હું તેનો ધણી નથી.

**શીતલસિંહ**—એ આપને પોતાના ધણી તરીકે કબુલ કરશે પછી શું ?

રાઈ—એ તો માત્ર છેતરાઈને—હું ખરેખરો પર્વતરાય છું એમ માનીને કબુલ કરે. માટે, મારે શું અનીતિને માર્ગે જવું અને રાણીને અનીતિને માર્ગે દોરવી ?

શીતલસિંહ—પર્વતરાય રૂપે પર્વતરાયની ગાદીએ બેસવામાં અનીતિ નથી, તો, પર્વતરાયની રાણીના પતિ થવામાં અનીતિ શાની ?

રાઈ ( સ્વગત )—એ ખરૂં કહે છે, પણ, અવળી રીતે કહે છે. બન્ને કાર્ય સરખાં અનીતિમય છે. ( પ્રકટ ) શીતલસિંહ ! આ વાત તમારા સમજવામાં નથી આવતી કે લીલાવતી રાણી સાથે મારૂં નહિં પણ મર્હુમ પર્વતરાયનું લગ્ન થયું હતું; અને, લગ્નથી જ પતિપત્નીનો સંબંધ થાય છે.

શીતલસિંહ—લગ્નની ક્રિયા વિના લીલાવતીના પતિ થવામાં આપને સંકોચ થતો હોય તો એવી ક્રિયા કરાવજો. જુવાની આવ્યા પછી લગ્નની ક્રિયાનો ઉલ્લાસ ખરેખરો અનુભવાશે એમ રાણીને સમજાવી એ ક્રિયા ફરી થઈ શકશે.

રાઈ—એવી કપટ ભરેલી ક્રિયાથી અનીતિ તે નીતિ થાય ?

શીતલસિંહ—તે દિવસ નગરમાં એક દુઃખી વિધવા રોતી હતી, અને, અનાથ દશાનાં સંકટ કહેતી હતી ત્યારે આપે મને કહ્યું હતું કે એ ફરી લગ્ન કરે એવી છૂટ હોય તો એ ફરી સંસાર માંડી શકે અને સુખી થઈ શકે.

રાઈ—હા, મારો મત એવો છે કે વિધવાઓ માટે પુનર્લગ્નનો માર્ગ ખુલ્લો હોવો જોઈએ કે જેની ઇચ્છા હોય તે ફરી વિવાહિત જીવનમાં પ્રવેશ કરી શકે અને ફરી સૌભાગ્ય મેળવી શકે. પુનર્લગ્ન એ લગ્નના જેવો જ સ્વાતંત્ર્યનો વિષય છે, અને, સ્ત્રીનું સ્વાતંત્ર્ય શા માટે લઈ લેવું જોઈએ ?

શીતલસિંહ—રૂઢિ વિરુદ્ધ એમ હદ પાર જવાનું આપ કહો છો તો લીલાવતી રાણીના પુનર્લગ્નમાં અનીતિ શી ?

રાઈ—સમજીને સ્વેચ્છાથી કરવાના પુનર્લગ્નનો હું પક્ષ કરૂં છું. કપટથી કરવાના પુનર્લગ્નનો હું પક્ષ કરતો નથી. હું પર્વતરાય છું એમ જાણી લીલાવતી મારી સાથે લગ્નની ક્રિયા કરે એ પુનર્લગ્ન કહેવાય નહિં.

શીતલસિંહ—પર્વતરાય હયાત છે અને આપ પર્વતરાય છો એ વાત તો નિશ્ચળ છે અને ફેરવાય એવી નથી. હવે એ વાતનો આપ ઇનકાર કરો તો કેવો ઉત્પાત થાય! આપણો કેવો ઉપહાસ થાય, તિરસ્કાર થાય અને વિનાશ થઈ જાય!

રાઈ—શીતલસિંહ!

( અનુષ્ટુપ્. )

વિનાશ રોકવો શાનો, એ જ ચિન્તા ઘટે ખરે;
બાકીનાં પરિણામો તો આનુષંગિક ગૌણ છે. ૪૯.

શીતલસિંહ—મારે જાલકાને બધો વૃત્તાન્ત કહેવાનો છે તે શું કહું?

રાઈ—જે બન્યું છે તે કહેજો, અને, કહેજો કે હું વિચારમાં છું.

શીતલસિંહ—કાલે રાતરે આપને ભોંયરામાં દાખલ થવાનું છે. હું તેડવા ક્યાં આવું?

રાઈ—કિસલવાડીમાં. હું ત્યાં જ હઈશ.

શીતલસિંહ—અત્યારે અહીં એકલા પડી આપ વધારે વ્યગ્ર થશો. વાડીમાં જઈને નિદ્રા લેશો.

રાઈ—જે મળશે તે લઈશ. મારી ફીકર ન કરશો.

( બન્ને જાય છે. )

## પ્રવેશ ૫ મો.

---

સ્થળ : કિસલવાડી પાસે નદીનો કિનારો.

( રાઈ રેતીમાં ફરતો પ્રવેશ કરે છે. )

રાઈ—શીતલસિંહે જે બધું કહ્યું તેમાંની એક વાત તો ખરેખરી સાચી છે. તે એ કે લીલાવતીનું સૌન્દર્ય અનુપમ છે. એવું સૌન્દર્ય મેં આજ સુધી કોઈ સ્ત્રીનું જોયું નથી. હું વસતીમાં કદી રહ્યો નથી તેથી કદાચ એમ હશે. પરંતુ, લીલાવતીનું સૌન્દર્ય અતીવ મનોહર છે એ તો નિઃસંદેહ છે. એવા સૌન્દર્યના ઉપભોગ માટે પર્વતરાયે યૌવનપ્રાપ્તિની ઇચ્છા કરી હોય તો તે ક્ષમા કરવા યોગ્ય છે. પણ, ગયેલું યૌવન કદી પાછું આવતું નથી એ નક્કી છતાં પર્વતરાયે લીલાવતી સાથે લગ્ન કરી તેનું સૌન્દર્ય નકામું કરી નાખી દીધું એ શું વાજબી હતું ?

( અનુષ્ટુપ )

સૌન્દર્યકેરિ સંપત્તિ સ્વર્ગથી અહિં ઊતરે;<br>
દુર્વ્યય કરવા તેનો અધિકાર ન કોઇને. ૫૦.

લીલાવતીનું લગ્ન કોઈ યુવાન વીર નરેન્દ્ર સાથે થયું હોત તો તેમનું જીવન કેવું ધન્ય થાત અને દુનિયાનાં દંપતીરત્નોનું ઔજ્જ્વલ્ય કેવું પુષ્ટ થાત ! હું પર્વતરાય તરીકે નહિં પણ જગદીપ તરીકે ગાદીએ હોત તો લીલાવતી જેવી રાણી—( ખંચાઈને ) અરે ! આ શું ! પરસ્ત્રી વિશે લાલસાભર્યા વિચારને હું મારા ચિત્તમાં પ્રવેશ કરવા દઉં છું ને વધવા દઉં છું ! આહ ! શીતલસિંહ ! તેં સૌન્દર્યમોહનો કીડો મારા ચિત્તમાં મુક્યો ! અરે ! પણ, મેં એ કીડાને ટકવા કેમ દીધો ! ટકવા દીધો તો આમ ઉપડી આવ્યો ! પણ ત્યારે, શું મારે સૌન્દર્ય એ વસ્તુનો જ તિરસ્કાર કરવો ?

( ઇન્દ્રવજ્ર. )

જે સૃષ્ટિકેરા યશની પતાકા,<br>
જે પ્રેરણાઓતણિ ખાણ મોંઘી,

જેનાં ત્રિલોકે ગુણગાન થાય,
સૌન્દર્ય તે શું મુજ દ્વેષયોગ્ય ? ૫૧.

લીલાવતીનું સૌન્દર્ય પરમ આદરને યોગ્ય છે. પણ, આદર પછી કયી વૃત્તિ ! અહો ! શું એ આદર આ ગુંચવણ ઉત્પન્ન કરે છે ? ના ! ના ! સૌન્દર્યને અને આ ગુંચવણને શો સંબંધ છે ? મારે પર્વતરાય થવું પડે ત્યારે પર્વતરાયની રાણી લીલાવતીનું શું કરવું એ જ પ્રશ્ન છે. લીલાવતી સુન્દર હોય કે ન હોય પણ એ પ્રશ્ન તો એનો એ જ છે. શું હું એવો દુર્બલ છું કે એ સૌન્દર્ય તરફના આદરને લીધે મારાથી નિર્ણય થઈ શકતો નથી ? એમ હોય કેમ ! સૌન્દર્ય તરફનો આદર એ તો ઉદાર વૃત્તિ છે. એ અધમ વૃત્તિ નથી. પરંતુ, વૃત્તિઓનું પૃથક્કરણ અત્યારે શું કામ આવે એવું છે ! ( અટકીને ) હું કેવો મૂર્ખ ! મને સુઝયું જ નહિં કે પર્વતરાય થતાં મારે તેની રાણીના પતિ થવું પડશે ! જાલકા મને 'શાહી અને કાગળનો પંડિત' કહે છે તે ખોટું છે ? જાલકાએ અને શીતલસિંહે તો મને ગાદીનો માલીક બનાવતાં રાણીનો સ્વામી પણ બનાવવા ધારેલો જ, પણ, એમણે એ વાત મારાથી ગુપ્ત રાખી ! એમને મન ખુલ્લું હતું તેનો મને ખ્યાલ પણ ન આવ્યો એવી મારી પંડિતતા ! લાવ, મારી ભૂલના ચિહ્નનો કાપો કાગળ ઉપર નખથી કોતરી રાખું કે હૃદયનો કાપો ચિત્રરૂપે મારી આંખ આગળ ધરી શકાય. ( ગજવામાંથી કાગળ કહાડે છે. ) ( કાગળ ઉઘાડીને ) આ શું ? મારા લખાણ નીચે જાલકાના અક્ષર ક્યાંથી ? એણે શું લખ્યું છે ? ( વાંચે છે : )

" ' રાઈ ' ને ' જાલકા ' એ તો બાજીનાં સહુ સોકઠાં; "

શું હું માત્ર બાજીનું સોકટું ? મારૂં નરત્વ નહિં, મારૂં વીરત્વ નહિં, ને જાલકા પોતાના પાસા નાખે તેમ મને ફેરવે ! જાલકા પોતાને પણ સોકટું કહે છે એ એની ચતુરાઈ છે; અને, એને સોકટું થવું હોય તો ભલે થાય; હું નહિં થાઉં. બીજી લિટી શી છે ? ( વાંચે છે : )

" છેતરે કોણ કોને જ્યાં રમે ખેલાડિ એકઠાં ? "

આ બધી છેતરપિંડી તે જાલકાને મન રમત છે અને ખેલ છે ! બાજી રમી રહીને રમનારાંએ હસવાનું તેમ આ સહુ કપટ અને અનીતિને અન્તે અમારે સહુએ મળીને હસવાનું ! એ સૂત્ર મારાથી કબુલ નહિં થાય.જાલકાએ જાણેલું તે મેં

ન જાણેલું એટલો એની વ્યવહારકુશળતાએ મારી પંડિતતાનો પરાભવ કર્યો, તો, મારી પંડિતતાનો એ વિજય છે કે એણે ઇચ્છ્યું તે મેં નથી ઇચ્છ્યું, અને હું તે નહિં ઇચ્છું. ( અટકીને ) શું મારી ઇચ્છાનો હવે અવકાશ નથી, અને, હું બંધાઈ ગયો છું ? શીતલસિંહે કહ્યું કે પર્વતરાય થવાની મારી કબુલતમાં પર્વતરાયના બધા સંબંધો અને બધા વ્યવહારોનો સ્વીકાર આવી જાય છે. શું પર્વતરાય થવાનું કબુલ કરતી વેળા મેં લીલાવતીના સ્વામી થવાની ધારણા કરેલી એમ જ મનાશે ? મારા કપટમાં કામવાસનાનો અંશ નહોતો એ વાત શું કોઈ નહિં માને ? તે વખતની મારા મનની સ્થિતિ તે કોણ જાણે ? હા ! આ જ સ્થાન હતું. આ નદી બધું જાણે છે !

( હરિગીત. )

ઓ ! રંગિણી ! તું સાક્ષિ છે તે સર્વ મારા તર્કની,
સંકલ્પ ને સંદેહ મારા તેં સુણ્યા તે રાત્રિયે;
લાવું જગતને તારિ પાસે તો ખરૂં શું તું ન કહે ?
કંઈ કંઇ યુગોનું મૌન તુજ મુજ અર્થ તું તોડે ન શું ? ૫૨.

અને, મારા મનની એ વિશુદ્ધતા મનુષ્યો કદાચ કબુલ ન કરે માટે શું એ વિશુદ્ધતા મારે મુકી દેવી ? ત્યારે, પર્વતરાય થવું અને લીલાવતીના સ્વામી ન થવું એમ શી રીતે કરવું ? ( અટકીને ) એ તો કેવળ અશક્ય છે. કાં તો બન્ને થવું કે કાં તો એકે ન થવું એ બે જ માર્ગ છે. કોઈ વચલો માર્ગ છે જ નહિં. વચલો માર્ગ ખોળવો એ ભ્રાન્તિ છે. તો સામસામા બે માર્ગમાંથી ગમે તે માર્ગે આંખો મિંચી ઘસડાઈ જવું ? મને ઘસડી જઈ શકે એવો કોઈ વાયુવેગ છે ? મેં આ કાગળમાં શું લખ્યું હતું ? ( વાંચે છે : )

' બે રહ્યા તુજ સમીપ માર્ગ જ્યાં,
તું ગ્રહે ઉભયમાંથિ એક ત્યાં. '

એ જ ખરી વાત છે. માણસ જાતે જ માર્ગ પસંદ કરે છે. ઘસડાવાનું કહેવું એ માત્ર જવાબદારીમાંથી બચવાનું બહાનું છે. મારા પુસ્તકજ્ઞાનથી લખેલો સિદ્ધાન્ત કેવો અણીની વેળાએ સાહાય્યકારક થયો ! સિદ્ધાન્ત થયો. ( કાગળ ગજવામાં મુકે છે. ) હવે, નિર્ણય કરૂં કે બેમાંથી

ક્યો માર્ગ લેવો. લીલાવતીનું સ્વામીપણું મુકી દેતાં પર્વતરાયપણું જશે, કનકપુરની ગાદી જશે, ગુજરાતનું રાજ્ય જશે, ગુર્જરો પરનું આધિપત્ય જશે, દ્રવ્ય–સુખ–વૈભવના ભંડાર જશે, પુરુષાર્થના પ્રસંગ જશે, સંકલ્પ કરી મુકેલી ધારણાઓ જશે, જાલકાના મનોરથ જશે, સ્નેહીઓના સંબંધ જશે.

( આંખો મીંચીને ક્ષણભર સ્તબ્ધ ઉભો રહે છે. ) ( આંખો ઉઘાડીને )

( ઉપજાતિ. )

જાઓ ભલે જીવન–આશ સર્વે!
ઉત્પાત થાઓ ! ઉપહાસ થાઓ !
થાઓ તિરસ્કાર ! વિનાશ થાઓ !
ન એક થાજો પ્રભુપ્રીતિનાશ.          ૫૩.

( ધુંટણીઓ પડીને )

પતિતોદ્ધારક પ્રભુ !

( અનુષ્ટુપ્. )

સન્મતિ પ્રેરિ છે જેવી, આપજો બલ તેહવું;
કે હું સર્વસ્વ છોડીને તમને વળગી રહું.          ૫૪.

( ઉભો થઈને )

હવે મને ભીતિ નથી, શંકા નથી. મારા કર્તવ્યનો માર્ગ સ્પષ્ટ અને સીધો દેખાય છે. આજે હું ઘણે મહિને નિરાંતે ઉંઘીશ.

( જાય છે )



# પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળ : કિસલવાડી.

( રાઈ અને શીતલસિંહ ફરતા પ્રવેશ કરે છે. )

**શીતલસિંહ**—મહારાજ ! આપને સ્વસ્થ અને પ્રસન્ન જોઈ મને બહુ હર્ષ થયો. મને ભય હતો કે આપ વ્યગ્ર અને વ્યાકુલ હશો.

**રાઈ**—વ્યગ્રતા અને વ્યાકુલતા સહુ દૂર થઈ ગયાં છે. મારૂં ચિત્ત ભયથી મુક્ત થઈ શાન્તિ અને આનન્દ પામ્યું છે.

**શીતલસિંહ**—આપે વિચાર કર્યો ?

**રાઈ**—વિચાર કર્યો એટલું જ નહિં પણ નિર્ણય કર્યો. ઉત્તમોત્તમ અને પરમ સંતોષકારક નિર્ણય કર્યો છે. હવે ચિન્તાનું કારણ નથી.

**શીતલસિંહ**—જાલકા બહુ ખુશી થશે.

**રાઈ**—જાલકા શું પણ સહુ કોઈ બહુ ખુશી થશે.

**શીતલસિંહ** (આસપાસ જોઈ ને )—આપણે કયી તરફ જઈએ છીએ ? હું તો આપ જાઓ છો તેમ આવું છું.

**રાઈ**—તે રાત્રે તમે ને પર્વતરાય આ વાડીમાં દક્ષિણ તરફથી પેઠેલા ત્યાં આપણે આવી પહોંચ્યા. તે વેળા પર્વતરાયે પાડેલું છિંડું આ રહ્યું. છે તેમનું તેમ રહેવા દીધું છે.

**શીતલસિંહ**—મહારાજ ! આવું જોખમભર્યું સાહસ શા માટે કરવું ? પર્વતરાયે મારૂં કહેલું નહિં માનેલું ને આ ઉજાડ જગાએ આવી પ્રાણ ખોયા !

**રાઈ**—મને પણ કોઈનું તીર વાગે તો તે તીર મારનારને તમે રાજા બનાવજો.

**શીતલસિંહ**—ધણી ખમા, મહારાજ ! એ શું બોલ્યા ! હું તો આપનો વફાદાર ને આજ્ઞાધીન સેવક છું. પણ અરે ! પણે નદીમાં શો ચમત્કાર દેખાય છે ? વહેતા પાણીમાં દીવા તણાયા જાય છે ! એક જાય છે ને બીજો આવે છે ! ત્યાં માણસ તો કોઈ દેખાતું નથી !

**રાઈ**—દેખાવ અદ્દભુત છે ! તમે નદીકિનારે જઈ ને જોઈ આવો કે એ દીવા મૂળ ક્યાંથી આવે છે.

**શીતલસિંહ**—રાત અંધારી છે, ચંદ્ર હજી ઉગ્યો નથી, ને એ દીવા તે કોણ જાણે શું એ હોય !

**રાઈ**—તમે બીહો છો ?

**શીતલસિંહ**—મહારાજ ! બ્હીવાનું કારણ છે.

**રાઈ**—જેની કેડે તરવાર હોય તેને બ્હીવાનું કારણ હોય જ નહિં.

**શીતલસિંહ**—મારી તો હિંમત નથી ચાલતી. મારાથી તો નહિં જવાય.

**રાઈ**—હિંમતથી ન જવાતું હોય તો આજ્ઞાથી જાઓ. તમે હમણાં જ કહ્યું કે 'હું આપનો આજ્ઞાધીન સેવક છું.'

**શીતલસિંહ**—આપ હુકમ કરીને મોકલો છો તો હું જાઉં છું. પણ, હું બુમ પાડું તો આપ આવી પહોંચજો. (છિંડામાંથી નીકળી દીવા તરફ જાય છે.)

**રાઈ**—

(શાર્દૂલવિક્રીડિત.)

પાડ્યું પર્વતરાય ગુર્જરનૃપે આ છિદ્ર જે વાડમાં,
ત્યાંથી તેમનું મૃત્યુ પેઠું, વળિ તે સંતાપ પેઠા મુજ;
પેઠી રાજ્યનિ ક્રાંતિ કોઈ કપરી, સંગ્રામ પેઠા કંઈ
ભાવી શી ઇતિહાસસૃષ્ટિ બનશે એ એક ચેષ્ટા થકી ? ૫૫.

ગમે તે પરિણામ થાઓ, પણ મારી ગ્રન્થિઓનો ભેદ થયો છે અને મારા સંશયોનો છેદ થયો છે એટલે હું નિશ્ચિન્ત છું. પરંતુ, એ નિશ્ચિન્તતાથી પર્યાપ્તિ નથી લાગતી એ શું ? (પૂર્વમાં ચન્દ્ર ઉગે છે તે જોઈ)

એકાએક આ શું ?

(શાર્દૂલવિક્રીડિત.)

રાત્રીએ ઝટ અંધકારપટ આ સંકેલિ કેવું લિધું !
આકાશે ભરિ દીધિ શી દશ દિશા આછા રુપેરી રસે !
વર્તાવી દિધું કેવું પ્રેંખણ બધે લ્હેરો થકી વાયુએ !
ઊગ્યો ચન્દ્ર અને પ્રવૃત્તિ પ્રસરી, નિશ્ચેષ્ટ સૂતું ન કો ! ૫૬.

મારા પ્રબોધની શાંતિને પણ કંઈ એવું ઉત્સર્પણ દોલાયમાન કરે છે. શું ત્યારે નિશ્ચેષ્ટામાં કૃતકૃત્યતા નથી ? પણે શીતલસિંહ ધવાયેલા શિકાર ને પગલે આવે છે !

( શીતલસિંહ પ્રવેશ કરે છે. )

કેમ શીતલસિંહ ! જીતી આવ્યા કે જીતાડી આવ્યા?

શીતલસિંહ—અરે મહારાજ, એ તો કંઈ વસમું છે !

રાઈ—જરા ધીરા પડીને કહો.

શીતલસિંહ—દીવા ઉપલાણેથી આવે છે તેથી હું નદીકિનારે ચાલતો ચાલતો ઉત્તર તરફ ગયો. દીવા તો આવ્યા જ જાય. જતાં જતાં આ વાડીનો ઉતરાતો દરવાજો પડે છે એટલે સુધી હું લગભગ પહોંચ્યો ત્યાં નદીના ઓવારા પર શિવનું દહેરૂં આવ્યું. દીવા તેમાંથી નિકળતા હતા તેથી અંદર જઈને જોઉં છું તો જળાધારી કને કોઈ માણસનું માથા વગરનું ધડ પડેલું. શિવલિંગ ઉપર ઉંચે ચોટલા વતી બાંધેલું માથું લટકે ને તેમાંથી લોહીનાં ટીપાં શિવલિંગ ઉપર પડે. ત્યાંથી લોહી વહીને નીચે પડખામાં મ્હોટા કુંડમાં નળ વાટે ટપકે. કુંડમાં સેંકડો પડીઆ તરે અને દરેક પડીઆમાં ઘીનો દીવો. જે પડીઆ પર નળમાંથી લોહી ટપકે તે પડીઓ ટપકાના જોરથી કુંડમાંથી બહાર વહી આવી નદીમાં જાય. એ રીતે એ દીવાની હાર આવે છે. ત્યાં કોઈ માણસ નથી, અને, એ રીતે કોણ જાણે ક્યારનું એ થતું હશે ! વાડીમાં હું ઉગમણે ઝાંપેથી આવ્યો છું તેથી તે વખતે આ દીવા હશે કે નહિં તે મને ખબર નથી.

રાઈ—બીજી કાંઈ તપાસ કરી?

શીતલસિંહ—બીજી શી તપાસ કરૂં ? માણસ તો ઓળખાયો નહિં. અને, એ દેખાવ જોતાં વાર મારાં ગાત્ર શિથિલ થઈ ગયાં. પગ લથડી ગયેલા તોપણ જેમ ઉતાવળું ચલાય તેમ ચાલી હું એકે શ્વાસે અહીં પાછો આવ્યો. રેતીમાં ચાલતો જાઉં ને દહેરા તરફ જોતો જાઉં કે એમાંથી કોઈ નિકળતું તો નથી.

રાઈ—પણ, તમને પાછા આવતાં કાંઈક વધારે વાર થઈ. દહેરૂં અહિંથી આઘું નથી. તેથી લાગે છે કે કંઈ વિચાર કરવા ઉભા રહ્યા હશો.

શીતલસિંહ—વિચાર-વિચાર તે શા હોય ?

રાઈ—એ દેખાવ જોઈ કાંઈ વિચાર તો તમારા મનમાં ઉત્પન્ન થયા છે જ. શા વિચાર આવ્યા ? સાચું કહો.

શીતલસિંહ—મહારાજ ! એવા વિચાર તો ઘણા આવે. વિચાર કાંઈ આપણને પુછીને આવે છે ? ને ગભરાટની દશા !

રાઈ—ગભરાટના ને ગમે તેવા વિચાર હોય, પણ, મારે તે જાણવા છે. કહો.

**શીતલસિંહ**—ખરાખોટા ને ગાંડ ઘેલા વિચાર શું કામ કહેવડાવો છો ? અને, કંઈ બધું સાંભરે છે ?

**રાઈ**—તમને બધું સાંભરે છે ને કહેવું જ પડશે. મારી આજ્ઞા છે.

**શીતલસિંહ**—આપની આજ્ઞાને આધીન છું. મારી જ્ઞાનેન્દ્રિયો પહેલાં મારી કર્મેન્દ્રિયો આપની આજ્ઞાને વશ થાય છે એવો આપનો પ્રતાપ છે. પણ, મારા વિચાર જાણ્યાથી આપને રોષ થાય તો ?

**રાઈ**—ગમે તેવા વિચાર તમને થયા હશે, પણ, તમને ક્ષમા કરીશ. મારૂં અભયવચન છે.

**શીતલસિંહ**—દહેરામાંનો દેખાવ જોઈ મને એવો વિચાર થયો કે ઓ ! પ્રભુ ! પેલો માળી રાજા થયો તેના કરતાં આ બાપડાએ મસ્તકપૂજા કરી તે રાજા કેમ ન થયો ? એ વિચારથી મારૂ હૈયું ભરાયું ને હું થોડી વાર ત્યાં ઠરી ગયો. વિચાર બહુ મૂર્ખાઈભરેલો હતો તે માટે હું ક્ષમા માગું છું.

**રાઈ**—ક્ષમા તો મેં પ્રથમથી આપેલી જ છે. અને, શીતલસિંહ ! તમારો વિચાર મૂર્ખાઈભરેલો નહોતો. માત્ર માળીનો ધંધો કરનારમાં રાજા થવાની લાયકાત આવેલી ન હોય એ પણ ખરૂં છે. અને, હું માળી જ હોત તો હું રાજા થવાનું કબુલ કરત પણ નહિં. પણ, હું માળી નથીં. હું સ્વર્ગવાસી રાજા રત્નદીપદેવનો પુત્ર જગદીપદેવ છું, અને, જાલકા તે મારી માતા અમૃતદેવી છે.

**શીતલસિંહ**—હેં ! હેં ! કેવું આશ્ચર્ય ! આપ એ ખરૂં કહો છો ?

**રાઈ**—જુવો, આ મારી કમ્મરે મારા પિતાની ગોળ તરવાર વિંટાળેલી છે. અને, તેની મૂઠ પરે તેમની રત્નમુદ્રા છે. ( કમર પરનાં વસ્ત્ર ખસેડીને તરવાર બતાવે છે. )

**શીતલસિંહ**—આજ સુધી આપને માળી ગણ્યા તે મારો અપરાધ ક્ષમા કરો મહારાજ ! ( પગે પડે છે. )

**રાઈ**—મેં પોતાને માળી ગણાવ્યો છે. તમારો અપરાધ નથી. ઉઠો. ( ઉઠાડે છે. )

**શીતલસિંહ**—મહારાજ ! કૃપાવન્ત છો માટે પુછું છું. આ પ્રમાણે રાજ મેળવવાનું કેમ પસંદ કર્યું ?

**રાઈ**—મને રાજ અપાવવા જાલકા માલણને વેશે અહીં આવી. અને તે મને રાજ અપાવવાની યોજનાઓ કરતી હતી એવામાં પર્વતરાયનો અકસ્માત વધ થયો તેથી જાલકાએ આ પ્રકાર ગ્રહણ કર્યો.

**શીતલસિંહ**—આપ તો પ્રથમથી નાખુશ હતા તે હું જાણું છું. જાલકાએ અને મેં આગ્રહ કરી આપને આમ રાજા બનાવ્યા છે.

**રાઈ**—શીતલસિંહ! એક માત્ર પ્રભુ સિવાય બીજું કોઈ સંપત્તિ અપાવવા સમર્થ નથી. તમે એમ માનતા હો કે મેં રાજ અપાવ્યું, કે, જાલકા એમ માનતી હોય કે મેં રાજ અપાવ્યું, કે, હું એમ માનતો હોઉં કે મેં રાજ મેળવ્યું, તો તે સર્વ ભ્રાન્તિ છે.

( દોહરો. )

પ્રભુથી સહુ કંઇ થાય છે, અમથી થાય ન કાંઇ;
રાઈનો પર્વત કરે, પર્વત બાગનિ માંહિં. ૫૭.

કારણોનાં કારણોને પ્રવર્તાવનાર મૂળ કારણ અને કર્તા તે પરમાત્મા છે. આપણું કર્તવ્ય માત્ર તેનાં સાધનરૂપે પ્રવૃત્તિ કરવાનું છે. તેને જે સિદ્ધિ ઇષ્ટ છે તેનો માર્ગ આપણે ત્યાગ કરીએ ત્યાં આપણી જવાબદારી ઉત્પન્ન થાય છે. પણ, સિદ્ધિ તો તેની જ છે. પ્રભુની ઇચ્છા વિના મને રાજ મળવાનું નથી.

**શીતલસિંહ**—મહારાજ! આપને રાજ મળી ચુક્યું છે, હવે પાછલી વાત ઉઘાડવાની જરૂર નથી.

**રાઇ**—એમ હું નથી માનતો. અને વળી, તમને છુટ આપું છું કે તમારી ખુશી હોય તો અત્યારે જઇને પ્રકટ કરો કે આ પર્વતરાય નથી પણ જગદીપદેવ છે.

**શીતલસિંહ**—મહારાજ ! મને એવો હલકો ધાર્યો ? વળી, હવે એ વાત કોઈ માને પણ નહિં, અને, મને એથી લાભ પણ નહિં. પર્વતરાયના વધની હકીકત મનાય તોપણુ તે ગુપ્ત રાખ્યાના ગુનાહ માટે મને કોણ જાણે કેવો દંડ થાય ? હવે તો જે બન્યું છે તે કાયમ રાખવું એ જ માર્ગ છે.

**રાઈ**—તમને યોગ્ય લાગે તેમ તમે કરજો. તમારા વિચાર જાગ્રત કરવાને માટે મેં તમને દીવાનું મૂળ સ્થાન જોવા મોકલ્યા હતા. દર્ફેસમાંની અને દીવાની બધી ગોઠવણ મેં કરેલી છે. તમે તપાસ કરી હોત તો

જણાત કે એ ધડ અને માથું માણુનાં છે, અને એ ટપકે છે તે લોહી નથી પણ લાલ રંગનું પાણી છે.

**શીતલસિંહ**—મહારાજ ! એ બધો શ્રમ શામાટે લીધો ?

**ચાઈ**—તે દિવસે નગરમાં મસ્તકપૂજાનો ગરબો સ્ત્રીઓ ગાતી હતી તે સાંભળી તમે કહેલું કે જે મસ્તકપૂજા કરી રાજ માગે તેની વાંછા મહાદેવ બીજે જન્મ પૂરી કરે. તેથી, મને મળેલા રાજ વિશે તમારા મનમાં વિચાર ઉત્પન્ન કરવા મેં આ ઘટના કરેલી.

**શીતલસિંહ**—મહારાજ ! બુદ્ધિવડે, પ્રભાવવડે અને ભાગ્યવડે આપ રાજા થવા યોગ્ય છો. મને આપના અચલ નિષ્ઠાવાન પરમ ભક્ત તરીકે સ્વીકારશો. કાલે સાંજે આપ ભોંયરામાંથી નિકળી સવારી ચઢાવશો ત્યારથી આપ ગુર્જરેશ પર્વતરાય છો, અને, હું આપનો સદાનો વફાદાર સામંત શીતલસિંહ છું. હવે, આપણે જવું જોઈએ. આપને ભોંયરામાં દાખલ થવાનો વખત થયો છે, અને, જાલકાને અધીરાઈ થતી હશે.

( બન્ને જાય છે. )

# અંક પાંચમો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ : કલ્યાણકામની હવેલી.

( સાવિત્રી, કમલા, વંજુલ અને બીજાંઓ રસ્તે પડતા રવેશમાં બેઠેલાં પ્રવેશ કરે છે. ઘણાં સ્ત્રીપુરુષો રસ્તે બે બાજુએ ઉભાં છે. )

**કમલા**:—સવારી અહીં આવી પહોંચતાં સુધી સૂર્ય રોકાય અને આથમે નહિં એવી સિદ્ધિ, વંજુલમિશ્ર, તમારા બ્રહ્મતેજ વડે કરો કે જેથી સવારી અહીં આવે ત્યારે મહારાજનું મ્હોં બરાબર જોઈ શકાય.

**સાવિત્રી**—રુદ્રનાથથી સવારી નિકળી ચુકેલી છે એમ ખબર આવી છે, તેથી અંધારૂં થતાં પહેલાં સવારી આ ઠેકાણે આવશે ને વંજુલના બ્રહ્મતેજનો ખપ નહિં પડે.

**વંજુલ**—નહિં તો એ ક્યાં કમલાદેવીને અમારા બ્રહ્મતેજ પર શ્રદ્ધા છે? કોઈ દહાડો એમને ત્યાં ભોજન કે દક્ષિણા અમે પામ્યા નથી.

**કમલા**—તમારૂં બ્રહ્મતેજ બતાવો. તે વિના શ્રદ્ધા શી રીતે થાય ?

**વંજુલ**—અમારામાં તેજ હોયા વિના પ્રધાનજી અમને સંઘરતા હશે? એ તો પ્રધાનજીને જરા એકાંતમાં વિચાર કરવાની ટેવ છે. બાકી, અમને સલાહ આપવાની તક આપતા હોય તો રાજકાર્યોમાં કાંઇ ન્યૂનતા ન રહે. પણ, શ્રીમતી સિવાય બીજું કોઈ એમના મનની ગુંચવણ જાણે નહિં એટલે શું કરીએ ?

**સાવિત્રી**—રાજકાર્યોની મંત્રણામાં સ્ત્રીઓની સામેલગીરી ન કરવી જોઈએ એવો તારો મત છે ?

**વંજુલ**—મારા મતનું તો શું ગજું ? પણ, મનુસ્મૃતિમાં કહ્યું છે કે રાજકાર્યોના મંત્ર સમયે બહેરાં, મુગાં, આંધળાં, લુલાં, પાંગળાં, ઘરડાંખોખરાં અને સ્ત્રીઓ : એ સહુને દૂર રાખવાં. કેમકે, તેઓ છાની વાત ફોડી દે છે, અને સ્ત્રીઓમાં એ ખામી વિશેષ હોય છે.

**સાવિત્રી**—એ તને ખરૂં લાગે છે ?

**વંજુલ**—શાસ્ત્રમાં કહ્યું એટલે અક્ષરે અક્ષર ખરૂં. એમાં મને લાગવાનું, ક્યાં રહ્યું?

**સાવિત્રી**—હું એમ પુછું છું કે સ્ત્રીઓ એવા અવિશ્વાસને પાત્ર છે એમ તને પોતાને તારો અનુભવ લક્ષમાં લઈ વિચાર કરતાં ખરૂં લાગે છે?

**વંજુલ**—મનુ ભગવાને દ્રોહભાવ અને અનૃત એ સ્ત્રીઓના ગુણ ઠરાવ્યા છે, તે પછી, મારે વિચાર કરવાની શી જરૂર?

**કમલા**—મનુ ભગવાને તો એમ પણ કહ્યું છે કે સ્વર્ગ દારાધીન છે અને પત્ની વડે પતિને અને પતિના પિતૃઓને સ્વર્ગ મળે છે.

**વંજુલ**—એ તો અર્થવાદની અતિશયોક્તિ છે. હોમ કરતી વખતે છાણાં લાવી આપનાર જોઈએ ને ધૂમાડામાં બીજું કોઈ ઉભું રહે નહિં, માટે, એ કામ બાયડીને માથે નાખ્યું. અને, તે છાણાં લઈ ત્યાંની ત્યાં હાજર રહે માટે તેને હોમ વખતે ધણી જોડે બેસવાનું ઠરાવ્યું. બાયડી વિના છાણાં આવે નહિં, છાણાં વિના હોમ થાય નહિં, અને, હોમ વિના સ્વર્ગ મળે નહિં; માટે, બાયડીને લીધે સ્વર્ગ મળે છે એમ કહ્યું છે. બાયડીઓ પોતાને ધર્મપત્નીની મ્હોટી પદવી મળે છે એમ સમજી હોમના ધુમાડામાંથી ખશી ન જાય, એ માટે આવાં વચન શાસ્ત્રમાં કહ્યાં છે.

**કમલા**—કેવું અગાધ પાંડિત્ય! ધર્મપત્ની એટલે છાણાં આપનારી દાસી, એ હવે સમજાયું. મનુસ્મૃતિમાં નારીઓની પૂજા કરવાનું અને તેમને રાજી રાખવાનું કહ્યું છે તેનો અર્થ પણ આવો જ કંઈ હશે!

**વંજુલ**—ઘરેણાં લુગડાં અને ભોજન એ ત્રણ વડે જ સ્ત્રીઓની પૂજા કરવાનું મનુ ભગવાને કહ્યું છે. ઘરેણાં લુગડાં વસાવ્યાથી આપણા ઘરની મિલકત થાય; અને વળી, તે સ્ત્રીઓ પાસેથી પાછાં લઈ લેવાં નહિં એવું મનુ ભગવાને ક્યાં કહ્યું છે? અને બાયડી ખાય તે વિના ઘરનું કામકાજ શી રીતે કરે? ઘોડા અને બળદ પાસે કામ લેવાનું હોય તે પ્રમાણે તેમને આપણે વધતી ઓછી રાતબ નથી આપતા? બાયડીઓ જાણે કે અમારૂં મન રખાય છે ને ફાયદો થાય ધણીઓને એવો સ્મૃતિનો હેતુ છે.

**સાવિત્રી**—ભગવન્ત તને રાજમહેલમાં પુરોહિતની પદવી અપાવે તો તારા શાસ્ત્રજ્ઞાનનો લાભ મહારાજને મળે. અને, તે દ્વારા આખા દેશનો ઉદ્ધાર થઈ જાય.

**વંજુલ**—ભગવન્તને મેં એક બે વખત એવી વિનંતિ કરેલી, પણ, તેમણે કહ્યું કે રાજાના પુરોહિતને તો રાજા સાથે યુદ્ધમાં જવું પડે તે તું જઈશ ? તેથી, મેં વિચાર કરીને જવાબ દેવાનો બાકી રાખ્યો છે.

**કમલા**—ઘેર તરવાર ઝાલવાનો અભ્યાસ કરો તો હિંમત આવવા માંડે.

**વંજુલ**—તરવાર ઉઘાડી હોય તો મારાથી સામું જોવાતું નથી, ત્યાં તરવાર ઝાલવાની વાત ક્યાં કરો છો ?

**કમલા**—આ સવારીમાં તો ઉઘાડી તરવારોવાળા ઘોડેસ્વારો ઘણા હશે.

**વંજુલ**—એવું ડીખળ આપણને ના ગમે. લઢાઈમાં જઈને હથિયારની રમત કરવી હોય તે કરે, પણ, એ શિપાઈડાં વસ્તીમાં લોઢાં તાણી લોકોને શા સારૂ બીવરાવતાં હશે ?

**સાવિત્રી**—જો સવારી આવી પહોંચી !

**વંજુલ**—ક્યાં છે ? હું તો હજી કોઈ માણસો આવતાં દેખતો નથી.

**કમલા**—સવારીની આગળ આગળ ચાલતી સવારીની ખબર આવી પહોંચી છે. જુઓ,

( મનહર. )

નેત્રનાં પોપચાં ખીલ્યાં, મુખના હોઠ ઉઘડ્યા,
ગરદન વાંકી થઈ, માર્ગે ઉભા લોકની;
કોલાહલ શમી ગયો, શાન્તિ બધે વ્યાપી ગઈ,
સવારીની દિશામાંહે દૃષ્ટિ વળી સર્વની;
સવારીના પૂર પર આશ્ચર્ય ને કુતુહલ
કેરા વાયુ ફુંકી રહ્યા, આવી લ્હેરો તેમની;
પૂર ચાલે પૃથ્વી પર, લ્હેરો ચાલે મુખો પર,
તેથી લ્હેરપર પરા આવી પુરોગામિની. ૫૮.

કાન દો, હવે તો વાજાં પણ સંભળાય છે.

**સાવિત્રી**—અને, જો, પણે ડંકો નિશાન આવતાં દેખાય છે.

**વંજુલ**—હવે સવારી આવી એ વાત ખરી. બાકી પકવાનની સોડમથી પકવાન આવ્યાની પ્રતીતિ આપની પેઠે મને થઈ શકે તેમ નથી. હું

તો પક્વાન્ન જોઉં તો જોયાનો સંતોષ થાય ને ખાઉં તો ખાધાનો સંતોષ થાય.

**સાવિત્રી**—જો, હવે સવારી આપણા બારણા આગળ આવી. તારા પક્વાન્નનાં ગંધ, રૂપ અને રસ એ ત્રણે પ્રત્યક્ષ થયાં. હવે, સુંઘજે એ ખરો, જોજે એ ખરો, અને, ખવાય તો ખાજે એ ખરો.

( સવારી પ્રવેશ કરે છે અને ધીમે ધીમે પસાર થાય છે. )

**વંજુલ**—મારાથી પક્વાન્ન ન ખવાય એ અશક્ય છે. વંજુલમિશ્રની ખાવાની શક્તિ ઘાયલ થાય એવું હથિયાર મહારાજના સમસ્ત સૈન્યમાં કોઈ પાસે નથી. પણ, અહોહોહો ! પેલું કાળાં ઝાડના જંગલ જેવું શું આવે છે ?

**સાવિત્રી**—એ તો ઉઘાડી તરવારોવાળા ઘોડેસવારોનું લશ્કર આવે છે.

**વંજુલ**—મારે એ નથી જોવું. હું લો જાઉં છું ઘરમાં. બેઠો બેઠો હું મંત્રોચ્ચાર કરીશ એટલે તમારા બધાનું અમંગલ દૂર થશે. એ કાળું કાળું જાય અને ધોળું ધોળું આવે ત્યારે મને બોલાવજો.

**સાવિત્રી**—તું અહીં જ બેસી રહે અને આંખો મીંચી રાખ. અમે કહીએ ત્યારે ઉઘાડજે.

( વંજુલ આંખો મીંચીને બેસે છે. )

**સાવિત્રી**—( કેટલીક સવારી ગયા પછી )—વંજુલ ! આંખો ઉઘાડ. મહારાજનો હાથી આવે છે.

**વંજુલ**—( આંખો ઉઘાડીને માર્ગ તરફ નજર કરીને )—અહો ! એ જ ભવ્ય યશઃપાલ હાથી, અને, એ જ રત્નોથી ચળકતા શિખરવાળી સોનાની અંબાડી ! ગયા દશેરાની સવારીમાં જોયેલાં તે આજે સવા છ મહિને પાછાં જોયાં. એ તો એનાં એ રહ્યાં, પણ, મહારાજ નવા થઈ ગયા !

**સાવિત્રી**—ધીમે બોલ, હાથી પાસે આવે છે.

( પર્વતરાયનો હાથી ઉપર બેઠેલા સાઈ સાથે પસાર થાય છે. )

**સાવિત્રી**—અહો ! કેવું આશ્ચર્ય !

**કમલા**—કેવું નવાઈ જેવું !

**વંજુલ**—મહારાજે આ તરફ જોઈ નમસ્કાર કર્યા તેથી આપને આશ્ચર્ય લાગ્યું ? એ તો મને નમસ્કાર કર્યા, આપને નથીકર્યા.

**સાવિત્રી**—તારા સિવાય મહારાજ બીજા કોને નમસ્કાર કરે ? અમને નમસ્કારથી આશ્ચર્ય નથી લાગ્યું, પણ, મહારાજની મુખમુદ્રા જોઈ આશ્ચર્ય લાગ્યું.

**વંજુલ**—મુખમુદ્રામાં શું આશ્ચર્ય જેવું છે ?

**સાવિત્રી**—મહારાજની મુખમુદ્રા બદલાઈને કોના જેવી થઈ છે ?

**વંજુલ**—પર્વતરાય મહારાજની મુખમુદ્રા હતી તેની તે જ છે.

**સાવિત્રી**—શા પરથી તને એવું લાગ્યું ?

**વંજુલ**—એ જ મંદિલ, એ જ શિરપેચ, એ જ ઝબ્બો, એ જ હાર, એ જ કમરબંધ, એ જ તોડો; બધું એનું એ જ છે.

**સાવિત્રી**—વસ્ત્રાલંકાર જેવી બારીકીથી જોયા એવી બારીકીથી મુખની રેખાઓ ન જોઈ ?

**વંજુલ**—ચામડી જેવી ચામડી એમાં બારીકીથી જોવાનું શું ? માણસ કાણું કુબડું હોય તો નિશાની યાદ રહે. પણ, તે વગર તો આપ ચિત્ર ચિતરવા બેસો છો ત્યારે ગોળ મહોં ને લંબગોળ મહોં, અણિયાળું નાક ને સીધું નાક, લાંબી આંખ ને ચળકતી આંખ, પહોળાં પોપચાં ને ઉઘડેલાં પોપચાં, કાળી ભમર ને કમાનદાર ભમર, ચોરસ કપાળ ને ઉપસેલું કપાળ, પાતળા હોઠ ને બીડેલા હોઠઃ એવી એવી માથાકુટ કરો છો, તેવું શું માણસનું મહોં જોતી વેળા કરવું ?

**સાવિત્રી**—એવી માથાકુટ કર્યા વગર પણ તને એમ ન લાગ્યું કે તે દિવસે એક ઘોડેસ્વાર પડી જવાથી તેને આપણા ઘરમાં આણી તેની સારવાર કરેલી તેને બરાબર મળતું મહારાજનું મહોં થયું છે ? એનું નામ રાઈ હતું.

**વંજુલ**—એ માળીને મળતું મહારાજનું મહોં થાય ? શી વાત કરો છો ?

**સાવિત્રી**—શું થવું જોઈએ એ જુદી વાત છે અને શું થયું છે એ જુદી વાત છે. ખરેખરી રીતે, તને કંઈ મળતાપણું લાગ્યું ?

**વંજુલ**—એ માળીને ફરી પાટા બાંધીને ખાટલા પર સુવાડો ત્યાં સુધી હું તો એને ઓળખું નહિ.

**કમલા**—મને તો મહારાજનો ચહેરો આબાદ અમારા એક મિત્રના જેવો થયેલો લાગ્યો. એમનું નામ ખબર નથી. પણ, તે કેટલાક મહિનાથી

અમારે ત્યાં આવે છે. એમના મુખ પર જે વિનીતતા, ઉદારતા અને પ્રતાપ વસે છે તેનો જ મહારાજના મુખ પર આવિર્ભાવ થતો હતો.

**સાવિત્રી**—આપણુ બન્નેને જુદા જુદા ચહેરા સાથે મળતાપણું લાગે છે ત્યારે તો આપણા બન્નેની કલ્પના ખોટી હોવી જોઈએ.

**મંજુલ**—મને કોઈ સાથે મળતાપણું ન લાગ્યું તે હું કેવો ડાહ્યો!

**સાવિત્રી**—તારા ડહાપણ વિશે શંકા છે જ નહિં. તારા ડહાપણને મહારાજના ચહેરા પર કયી વૃત્તિ વધારે જણાઈ,—આનન્દ કે આશ્ચર્ય કે ચિન્તા ?

**મંજુલ**—મને તો એવું કાંઈ જણાયું નહિં. મહાવત હાથીને અંકુશ મારી ચલાવતો હતો તે મહારાજ જોઈ રહેલા હતા એમ મને તો જણાયું.

**કમલા**—પણ, લોકો બારીઓએથી કે રસ્તામાંથી ' પર્વતરાય મહારાજકી જે ' પોકારતા હતા ત્યારે તો તે તરફ મહારાજ પ્રસન્ન દૃષ્ટિથી જોતા હતા.

**મંજુલ**—મારૂં ધ્યાન તો એવે વખતે ભગવંત મહારાજની પાછળ બેઠા બેઠા સોના રૂપાનાં ફુલ નીચે ફેંકતા હતા તે કોના હાથમાં આવે છે તે જોવામાં જતું હતું. જુવો, સવારી તો પુરી થઈ ગઈ ને પડી રહેલાં ફુલ સવારી ગયા પછી હાથમાં આવવાની મારા જેવા કોઈએ આશા રાખી હોય તો તે વ્યર્થ છે. રસ્તામાં તો કચરો જ રહ્યો છે.

**સાવિત્રી**—કચરાની સોના રૂપા જેવી કિંમત કરી શકનાર કોઈ હોય તો કચરો પણ પડયો ન રહે.

**મંજુલ**—એવો દૈયાફુટો કોણ હોય ?

**સાવિત્રી**—દુનિયા કચરાની કદર કરતાં શિખશે ત્યારે જ એ પ્રશ્નનો ઉત્તર મળશે. ત્યારે જ દુનિયાને સમજાશે કે

( શાલિની. )

કોનું આખું, કોનું હૈયું કુટેલું,
કોની સાચી, કોનિ ખોટી પરીક્ષાઃ—
એ પ્રશ્નોને તે જ જાણે ઉકેલી,
જેણે જોયો સાર નિઃસારમાંનો. ૫૯.

( નોકર રંગેસમાં પ્રવેશ કરે છે. )

**નોકર** (નમન કરીને)—શ્રીમતી ! ભગવન્તે કહેવડાવ્યું છે કે સવારી ઉતરતાં મહારાજ રાણી સાહેબને મળીને તરત પાછા આવી દરબારમાં પધારવાના છે, તેથી, ભગવન્તને દરબાર પહેલાં ઘેર આવી જવાનો વખત નહિં મળે; અને, ભગવન્તને મહારાજે આજ્ઞા કરી છે કે દરબાર વખતે રાણી સાહેબ પોતાની ઇચ્છા મુજબ દરબારમાં બેસશે અથવા તો રણવાસમાં રહેશે, પણ, તે વેળા રાણી સાહેબ જ્યાં હોય ત્યાં આપ તથા કમલા બહેન તેમની પાસે જઈ બેસશો.

**સાવિત્રી**—મહારાજે બહુ કૃપા કરી કે એ કાર્ય અમને સોંપ્યું.

**વંજુલ**—ભગવન્તે મને કંઈ સંદેશો કહેવડાવ્યો છે કે ?

**નોકર**—ના ભૂદેવ, મને કંઈ કહ્યું નથી.

**વંજુલ**—ન કહ્યું હોય તો પણ મારે દરબારમાં જવું જ પડશે. મારા વિના તો દરબાર અધુરો રહે.

( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

---

સ્થળ: પ્રભાપુંજ મહેલમાં રાણીના આવાસમાંનું પ્રથમ વર્ણવ્યા પ્રમાણે શણગારેલું અને દીવાની રોશનીવાળું શયનગૃહ.

( રાણી લીલાવતી સુશોભિત વસ્ત્રાલંકારથી સજ્જિત થઈ ઉભેલી પ્રવેશ કરે છે. તે પછી રાઈ સવારીવાળે પર્વતરાયને વેશે પ્રવેશ કરે છે, અને, થોડી ક્ષણ બોલ્યા વિના ઉભો રહે છે. )

**રાઈ**–( ઉંડલે સાદે )—દેવી કુશલ છો ?

**લીલાવતી** ( ઓવરણાં લઈને )—મહારાજ ! દરબારમાં જતાં પહેલાં અહીં આવવાની મારી યાચના આપે સ્વીકારી તે બહુ કૃપા કરી, અને, મારે વગર કહે મહેલમાં દર્પણો મુકવાની રજા કહેવડાવી તેથી આપે મારા હૃદયનો મંત્ર જાણી લીધો એ જોઈ હું ઉલ્લાસવન્ત થઈ.

પરંતુ, આપ પધારો ત્યારે મારે દ્વારમાં ઉભા ન રહેવું અને અન્દર ઉભાં રહેવું એવી કઠણ આજ્ઞા આપે મોકલી ને હું કુશલ ક્યાંથી હોઉં !

**રાઈ**—બારણું સાંકડું ને ક્ષોભનો પ્રસંગ તેથી—

**લીલાવતી** ( નીચું જોઈને )—તેથી તો વિશેષ લાભ.

**રાઈ**—રાણી—

**લીલાવતી** (ગળગળી થઈને)—હજી 'રાણી' ને 'દેવી' ને આ બધું અન્તર ! છ છ માસના વિરહના અભ્યાસમાં આપે મારે માટે એક પ્રેમવચન પણ ઘડી રાખ્યું નથી ? આપ આમ સ્તબ્ધ કેમ ઉભા છો ? મારી પરીક્ષા કરવી ધારી છે ? મારી તે પરીક્ષા શી ? હું તો સ્ત્રી છું, અધીરી છું, અને, અધીરી સ્ત્રી આખરે પહેલ કરે જ. આપ બોલતા કેમ નથી ? મારો શો અપરાધ થયો છે ?

**રાઈ**—તમારો કાંઈ અપરાધ નથી. પણ, હું સહસ્રધા અપરાધી છું.

**લીલાવતી**—એવાં નર્મવચનો જવા દો. એથી હું ભય પામું છું.

**રાઈ**—એ નર્મવચન નથી, ખરી હકીકત છે. હું મારા અપરાધ ગણાવીશ એટલે ખાતરી થશે.

**લીલાવતી**—મારે એવી ગણતરીને શું કરવી છે ? હું તો આપના અનુગ્રહોની ગણતરી કરવા ઉત્સુક છું.

**રાઈ**—અનુગ્રહ કરવાનો મારો અધિકાર નથી.

**લીલાવતી**—

( હરિગીત. )

આ દર્પણો પ્રતિબિમ્બ લે સાહુ જડ ચરાચર વસ્તુનાં,
જો તેમ આ મુજ હૃદયની મુદ્રા ગ્રહે નિજ અન્તરે,
તો દાખવું હું ચાલતો અધિકાર કેવળ આપનો,
પ્રત્યેક તેના બિન્દુમાં—પ્રત્યેક તેના રન્ધ્રમાં.                    ૬૦.

હવે વધારે ન ટળવળાવો પ્રાણનાથ !

**રાઈ**—રાણી ! ભુલો છો, હું તમારો પ્રાણનાથ નથી.

**લીલાવતી** ( આંસુ ઢાળતી )—આ અભાગીઆ હૃદયે આપના પ્રેમ વિશે શંકા કરી હતી તેની સજા તેને થવી જ જોઈએ. પરંતુ, શું મારા

પ્રત્યેનો પ્રેમ આપના હૃદયમાંથી એવો લુપ્ત થઈ ગયો છે કે શેષ કંઈ રહ્યું જ નથી ?

શાઈ—હું કહું તો ધૈર્ય રાખશો ?

**લીલાવતી**—આધાર ખસી જાય ત્યાં ધૈર્ય શી રીતે ટકે ? પરંતુ, આપ કહો તે સાંભળવું એ મારો ધર્મ છે.

શાઈ—હું પર્વતરાય નથી.

**લીલાવતી**—હેં ! ત્યારે મારા પ્રિય સ્વામી ક્યાં છે ?

શાઈ—તેઓ છ માસ પર સ્વર્ગવાસી થયા છે. હું માત્ર તેમનો વેશ ધરીને આવ્યો છું.

**લીલાવતી**—હા ! પ્રભુ ! ( મૂર્છા પામી નીચે પડે છે. )

( શાઈ લીલાવતીને પડતાં પડતાં પોતાના બે હાથ પર ઝીલી લે છે. )

શાઈ—અહો ! જે સ્પર્શથી દૂર રહેવા મેં ઝીણી ઝીણી સાવચેતીઓ લીધી તે સ્પર્શ આખરે મારી મેળે વહોરી લેવો પડ્યો ! આવાસના દ્વારમાં આવકાર વેળા એ અકસ્માત્ પાસે ન આવે માટે અંદર ઉભાં રહી મળવાની લીલાવતીને સૂચના કરી, દર્પણો પાસે એ મને સાથે લઈ ન જાય માટે મહેલમાં દર્પણો મુકવાની રજા વગર માગ્યે મોકલાવી; પણ, એના આ અચેતન શરીરને ભોંય પર પડવા દઉં એવી ક્રૂરતા કેમ થાય ! એને હવે સ્વસ્થતાની જરૂર છે. ( લીલાવતીને ઉંચકીને પલંગ પર સુવાડે છે. ) પવનથી એને કાંઈ કરાર થશે. ( પંખો લઈ પવન નાખે છે. ) એનું માથું આમ તકીઆ પાછળ ઝુલી જશે તો મગજે લોહી ચઢી જશે. ( લીલાવતીનું માથું ઉંચું કરી ખસેડી તકીઆ પર ગોઠવે છે. ) એક ક્ષણમાં શરીર કેવું કરમાઈ ગયું છે ! અને તે છતાં, સૌન્દર્યલક્ષ્મી કેવી અખંડિત રહી છે ! અંગોના સ્પર્શમાં શી કોમલતા છે ! દેહલતાનું શું લાવણ્ય છે ! ગૌર વર્ણની શી ઉજ્જ્વલતા છે ! અને, અહો ! કેવી સ્થિતિ !

( શાર્દૂલવિક્રીડિત. )

જેવી કો મણિમાલ નિર્જન વને સ્વામી વિનાની પડી,
ઉંચાં રત્નનિ તોય મૂલ્ય વિણની ઝાંખી અટૂલી થઈ,
ચૈતન્યેથિ વિહીન તોય પશુઓ જેને તજે બીતિથી,
તેવી આ યુવતી અહીં પડિ અને-ન્હીતો હું પાછો હઉં ! ૬૯

પણ, મને બ્હીક શાની ! મારા પગ કેમ ધ્રુજે છે ! શું હું જંગલનું પશુ છું ? શું સૌન્દર્ય જોઈ હું બીહું છું ? આ સૌન્દર્યના સંમુખ મારે થવાનું છે એ જાણીને જ હું અહીં આવ્યો છું. પર્વતરાયના મૃત્યુની ખબર લઈ જનાર બીજું કોઈ હશે તો તે લીલાવતીને અનિવાર્ય આઘાત કરી બેસશે, અને, મારા આવ્યા પહેલાં આવેલી એવી ખબરથી રાજ્યની લગામ કોઈના પણ હાથમાં રહેવી મુશ્કેલ થઈ પડશે, એમ વિચારી મેં જાતે આ વાત પ્રકટ કરવાનું માથે લીધું, અને, હવે મને વિહ્વલતા કેમ થાય છે ? આ સૌન્દર્યચન્દ્રિકામાં શું મારા સંકલ્પતારકો ઝાંખા થઈ ગયા ?—' આપજો બળ એહવું '—એ કયા શ્લોકની લિંટી મને અત્યારે યાદ આવી ? કાવ્યો મુખપાઠે કરવાથી ગમે ત્યારે સ્મૃતિમાં ઉપડી આવે છે. અરે ! ના, એ તો તે પ્રસંગની મારી પ્રાર્થનાનું ચરણ છે ! એ બળનો પ્રવેશ કેવો પ્રિયકર છે ! હવે મારા સંકલ્પ ઉદ્દીપ્ત થયા અને સબળ થયા. સૌન્દર્ય એ તો પ્રભુની વિભૂતિ છે. એમાં ભયકારણ શું છે ? સૌન્દર્યનો આનન્દથી, પવિત્રતાથી કે શક્તિથી વિરોધ શા માટે થવા દેવો જોઈએ ? અરે ! મારી મોહવશતામાં હું આને મૂર્છામાંથી જાગ્રત કરવાનું પણ ભુલી ગયો છું. ( જલપાત્રમાંથી પાણી લઈ લીલાવતીના મ્હોં પર છાંટે છે. ) રાણી લીલાવતી ! જાગ્રત થાઓ ! સાવધ થાઓ ! લીલાવતી !

( લીલાવતી આંખો ઉઘાડી આસપાસ જુએ છે અને પછી બેઠી થાય છે. )

**લીલાવતી**—હું આ પલંગ પર ક્યાંથી ! આ પાણી શાનું !

**રાઈ**—રાણી ! તમને મૂર્છા આવી હતી તેમાંથી જગાડવા હું પ્રયત્ન કરતો હતો.

**લીલાવતી**—તમે કોણ છો ? મને યાદ આવ્યું. ( પલંગ પરથી ઉતરે છે. ) મને ખરૂં કહો. આપ મશ્કરી તો નથી કરતા ?

**રાઈ**—ઈશ્વર સાક્ષી છે. હું કહું છું તે બધું ખરૂં છે. (ગજવામાંથી કાગળ કહાડીને) બધી હકીકત વિસ્તારથી મેં આ કાગળમાં લખી છે. બીજા ખંડમાં જઈ પરિજનોને સમીપ રાખી શાંત ચિત્તથી એ વાંચશો, અને, એમાં ગણાવેલા મારા અપરાધ પર ક્ષમાવંત થશો. ( લીલાવતીને કાગળ આપે છે ) જેવાં સકલ ગુર્જર પ્રજાનાં આપ માતા છો તેવાં મારાં પણ માતા છો.

( રાઈ જાય છે. )

( તે પછી લીલાવતી જાય છે. )

## પ્રવેશ ૩ જો.

સ્થળ : પ્રભાપુંજ મહેલમાં રાણીના આવાસમાંનો એકકનો ખંડ.

( પાટ ઉપર સાદે વેશે બેઠેલી લીલાવતી અને તેની પાસે બેઠેલાં સાવિત્રી અને કમલા તથા પાટ નીચે ઉભેલી મંજરી પ્રવેશ કરે છે. )

**લીલાવતી**—મને તો એ બધું ગેબી ભેદ જેવું જણાય છે. આ કાગળથી ભેદ ઉઘડતો નથી, પણ, ઉલટો ઢંકાય છે.

**સાવિત્રી**—દુનિયાના ભેદનું સ્વરૂપ જ એવું છે. એક પડદો ઉઘાડીએ ત્યાં બીજા સો પડદા આવીને વસાઈ જાય છે. જેટલું સમજાયું તેટલું આપણું અજ્ઞાન દૂર થયું એમ ગણીને સંતોષ માનવાનો છે.

**લીલાવતી**—એ સંતોષને હું શું કરૂં ? મને અંધકારમાં નાંખીને ફરી વળેલું દુર્ભાગ્ય હવે પ્રકટ થઈ મેં સુખ માટે મારેલાં ફાંફાંની હાંસી કરે છે, અને, મારા દુઃખને વધારે તીવ્ર કરે છે.

( દાસી પ્રવેશ કરે છે. )

**દાસી** (નમન કરીને)—રાણી સાહેબ ! જાલકા માલણ આવી છે, અને, કહે છે કે એના આવવાનું કારણ આપ જાણો છો.

**સાવિત્રી**—અત્યારે ક્યાં મળવાની અનુકૂલતા છે ?

**લીલાવતી**—ના એને આવવા દો. મારે એનું કામ છે.

( દાસી જાય છે. )

( જાલકા ફુલની છાબ લઈ પ્રવેશ કરે છે. )

**જાલકા** ( છાબ લીલાવતીના પગ આગળ મુકીને ઓવારણાં લઈને )—ભગવાન રાજારાણીનું જોડું ખેમકુશળ રાખો.

**લીલાવતી**—રાજારાણીની તને એટલી બધી દાઝ ક્યાંથી ?

**જાલકા**—એમ કેમ બા સાહેબ ! હું તો આપની માલણ છું.

**લીલાવતી**—તું નક્કી માલણ છે ?

**જાલકા**—આપ મને ભુલી ગયાં છો ?

**લીલાવતી**—તને ભુલી ગઈ નથી, તને કદી ભુલું તેમ નથી. પણ, તું કેમ આવી છે તે તેં ન કહ્યું.

**જાલકા**—હું આપને કહી ગઈ હતી જ તો. આ ફુલની ચાદર પલંગ પર બિછાવજો ને આ ફુલથી મહારાજને વધાવજો, અને, અખંડ શોભાગવંતાં થજો.

**લીલાવતી**—મારૂં સૌભાગ્ય કેટલાં વર્ષ રહેશે એ તું કોઈ જોશીને પુછી આવી છે ?

**જાલકા**—ઘણી ખમા ! મા સાહેબ, આવું અશુભ કેમ બોલો છો ? જોશી આભના તારા જોઈ જોશ વર્તે છે એમ મેં મારી વાડીનાં ફુલ જોઈ જોશ વર્ત્યું છે કે આપનું શોભાગ અખંડ છે.

**લીલાવતી**—બસ કર ! પ્રપંચી સ્ત્રી ! બસ કર. તને જુઠું બોલાવતાં મને શરમ આવે છે. માલણનો વેશ લઈ મારા સ્વામીનો જીવ લીધો એથી તું ધરાઈ નથી કે મને દાઝયા પર ડામ દેવા આવી છે ?

**જાલકા**—આ શું ?

**લીલાવતી**—શું કામ અજાણી થવાનો ઢોંગ કરે છે ? તારા દીકરાએ આ કાગળમાં બધી ખરી વાત અથથી ઇતિ સુધી લખી છે. તારા પતિનું રાજ પાછું લેવાના લોભમાં તેં મારૂં શિયળ જાળવવાની પણ દરકાર ન રાખી એવી તું ક્ષત્રિયાણી !

**જાલકા**—હકીકત જાહેર થઈ છે તો હવે કહું છું કે મારા પતિનો અધર્મથી વધ કરાવી તેનું રાજ દબાવી બેસનારની સ્ત્રી મારી તરફથી ન્યાય થવાનું શી રીતે માગી શકે ?

**લીલાવતી**—ન્યાય કરવાનું તારૂં ગજું નથી. અને, હું તારી પાસે ન્યાય માગતી પણ નથી. પણ, તને કોઈ રાણીની, કોઈ ક્ષત્રિયાણીની, કોઈ સ્ત્રીની આબરૂ પણ વહાલી નથી ?

**જાલકા**—તમારી આબરૂને હાનિ થાય એવું મેં શું કર્યું છે ?

**લીલાવતી**—તારા જેવો તારો પુત્ર પણ અધમ હોત તો મારૂં શું થાત ?

**સાવિત્રી**—ઇશ્વરને પવિત્રતા પ્રિય છે.

**જાલકા**—ઇશ્વરની અને ન્યાયની વાતો કરો છો તો મારા પુત્રને તેના પિતાનું રાજ સોંપી દો.

**લીલાવતી**—રાજ ભીખ માગ્યે નથી મળતું ને ચોરી કર્યે એ નથી મળતું. રાજ તો ક્ષત્રિયોના બાહુબળથી સંપાદન થાય છે. તું ક્ષત્રિયાણી મટી માલણ થઈ છે તે ક્ષત્રિયના ધર્મ તને ક્યાંથી સાંભરે ?

**સાવિત્રી**—રાણી સાહેબ ! આમ આકળાં થા માટે થવું ?

**જાલકા**—વખત આવશે ત્યારે હું બતાવીશ કે મને ક્ષત્રિયાણી થતાં આવડે છે કે નહિં. પણ, તમારે હવે ઉચાળા ભરવાના છે. તમારો રાજ્યપર કંઈ હક રહ્યો નથી. વાંઝીઆનાં રાજ બીજાને જ જાય છે.

**લીલાવતી**—તું એવા અપશબ્દ બોલનાર કોણ ?

**જાલકા**—તું મને તુંકારો કરનાર કોણ ? હું પણ રાજાની રાણી છું. તારી નહાની ઉમર જાણી કયારની સાંખી રહી છું.

**લીલાવતી**—મારી નહાની ઉમરની તેં બહુ દયા ખાધી છે. હવે વધારે દયા ન ખાઇશ. પણ, તારા પર દયા કરી કહું છું કે તારે જીવતાં રહેવું હોય તો આ મુલકમાંથી ચાલી જા.

**જાલકા**—મારો કોઈ વાંકો વાળ કરી શકે એમ નથી. હું રાજમાતા થઇશ ત્યારે મારી મહેરબાની માગવાનો તારે વખત આવશે તે યાદ રાખજે.

**લીલાવતી**—ભૂખે અને તરસે મારા પ્રાણ જશે, પણ હું તારી મહેરબાની માગવાની નથી એ વિશે નિશ્ચિંત રહેજે. તારો પુત્ર રાજા થશે કે કેમ તે હું જાણતી નથી. પણ, તું તો રાણી મટી માલણ થઈ છે તે મરતા સુધી માલણ જ રહેવાની છે. મારૂં હૈયું તેં ભાગ્યું છે તેવું તારૂં હૈયું પણ ભાગજો.

( જાલકા ચકરી ખાઈ ભોંય ઉપર પડે છે. )

**કમલા**—અહો ! ગઢ તુટી પડયો !

**સાવિત્રી**—કમલા ! તું અને મંજરી એનું આશ્વાસન કરીને એને બહાર લઈ જાઓ, અને કોઈ જોડે ઘેર મોકલાવો.

( કમલા અને મંજરી જાલકાને પવન નાંખી ઉભી કરીને લઈ જાય છે.)

**લીલાવતી**—મેં એને કેવી ડામી !

**સાવિત્રી**—રાણી સાહેબ !

( અનુષ્ટુપ્. )

શાપ એ છે અનાચાર, શાપ દેવો ન કોઇને;
આઘાત થાય છે એથી પ્રભુના પ્રેમતંત્રને. ૬૨.

**લીલાવતી**—એને શાપ ઘટતો નથી ?

**સાવિત્રી**—એ મનુષ્યના અધિકારની વાત નથી.

( કમલા પ્રવેશ કરે છે અને પાટ ઉપર બેસે છે. )

**લીલાવતી**—જતાં જતાં એ કાંઈ બોલી ?

**કમલા**—જાગૃતિ આવતી હતી તેવામાં તે બોલી કે 'જગદીપ ! કિસલવાડીમાં અને પ્રભાપુંજમાં તારે મન ફેર જ નથી ?' પણ પછી, આંખો ઉઘાડતાં અમને જોઈ તે બોલતી બંધ થઈ ગઈ.

**લીલાવતી**—એનો પુત્ર રાજગાદી લેશે ?

**કમલા**—

( અનુષ્ટુપ્. )

વરવા યોગ્ય સ્વામીને રાજલક્ષ્મી સમર્થ છે;
સનાથ હોય એ લક્ષ્મી તેમાં છે હિત લોકનું.          ૬૩.

**સાવિત્રી**—દરબારમાંથી વખતે એ વિશે ખબર આવશે.

**લીલાવતી**—હું સ્વસ્થ થાઉં ત્યારે બધી ખબર તમે મને કહેજો. હાલ તો મેં કહાડેલા રોષનો વેગ જાણે પાછો ફરી મારા પર ધસે છે. મને અહીંથી લઈ જાઓ.

( સાવિત્રી અને કમલા લીલાવતીને લઈ જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

---

સ્થળ: પ્રભાપુંજ મહેલમાંની દરબારકચેરી.

( કલ્યાણકામ, પુષ્પસેન, દુર્ગેશ અને બીજા રાજપુરુષો તથા અગ્રેસર પુરવાસીઓ દરબારમાં બેઠેલા પ્રવેશ કરે છે. એક છેડે બેઠેલા ગાયકો વાદિત્ર સાથે ગાય છે. )

( આગળ પ્રતિહાર ચાલે છે તેની પાછળ રાઈ રાજાના પોશાકમાં પ્રવેશ કરે છે. આખી કચેરી ઉભી થાય છે. )

**પ્રતિહાર**—શ્રીમત્ પરમ ભટ્ટાર્ક પરમ માહેશ્વર પરમ ભાગવત સમધિગતપંચમહાશબ્દ સકલસામંતાધિપતિ બાહુસહાય ગુર્જરનરેન્દ્ર શ્રી–પર્વતરાય મહારાજાધિરાજનો જય !

(રાઈ સિંહાસન નીચેની પાટ પાસે આવતાં કમરે લટકતી તરવાર મ્યાનમાંથી કાઢી પાટ ઉપર ઠોકી ટકોરા કરે છે. કચેરીમાં જેમની કમરે તરવાર છે તેઓ સર્વ આ વેળા પોતપોતાની તરવાર મ્યાનમાંથી કાઢી ઉંચી ધરી રાખે છે. રાઈ તરવાર પાછી કમરે લટકતા મ્યાનમાં મુકે છે. તે પછી, બીજા સહુ પોતપોતાની તરવાર મ્યાનમાં મુકે છે. ત્યાર બાદ, રાઈ સિંહાસન ઉપર બેસે છે. પાછળ છત્ર ધરેલું છે અને સેવકો ચમરી લઈ ઉભેલા છે. ) ( કચેરીનાં સહુ માણસ બેસે છે. )

( સંગીત બંધ થાય છે. )

**રાજભાટ** ( આગળ આવીને નમન કરીને )—મહારાજાધિરાજને ઘણી ખમા !

## कवित.

गुर्जरग्राममें सूर्यको उदय भयो नूतन,
बुढापनको बादल श्यामल चलो गयो;
प्रबल प्रताप वाको जल स्थल पूर रहो,
गुर्जर प्रजाको मुख तेज़से दीप्त भयो;
पांख आप खोले तब खगराज थंभे नहिं,
ग्रहराज थंभे नहिं पूर्वाद्रिशृंग ग्रह्यो;
गिरिसे बाहेर आय नद्‌राज थंभे नहिं,
गुर्जरराज न थंभे जोबन पाय नयो. ६४.

ગુર્જરેશ અધિક પરાક્રમ કરો ને અધિક જશ પામો.

**પ્રતિહાર**—મહારાજની આજ્ઞા હોય તો પ્રધાનજી ભેટ ધરવાનો આરંભ કરે.

**રાઈ**—ભેટ આ પ્રસંગે બને તેમ નથી. પરંતુ, હું કહું છું તે સાંભળવાનું સહુને કહો.

**પ્રતિહાર** ( નમન કરીને )—જેવો પૃથ્વીનાથનો હુકમ. ( દરબારમાં ભરાયેલા લોકો તરફ ફરીને મ્હોટેથી ) આજની કચેરીમાં ભેટ બંધ છે. પણ, મહારાજાધિરાજ આજ્ઞા કરે છે તે સહુ સાવધાન થઈ સાંભળો.

**રાઈ**—આ સભામાં સર્વત્ર આનંદ અને ઉમંગ પ્રસરી રહ્યાં છે તેનો ભંગ કરતાં મને બહુ ખેદ થાય છે. પણ, સત્ય પ્રકટ કરવામાં જેમ વિલંબ થાય છે તેમ વધારે હાનિ થાય છે. એ સત્ય તે એ છે કે હું પર્વતરાય નથી. ચમકશો નહિં. હું ખુલાસો કરૂં છું. હું પ્રથમના ગુર્જરેશ રત્નદીપદેવનો પુત્ર જગદીપદેવ છું. મારી માતા અમૃતદેવી અને હું આ નગર પાસેની કિસલવાડીમાં કેટલાક વખતથી માળીને વેશે રહેલાં છીએ, અને, અમે જાલકા અને રાઈ એ નામે ઓળખાઈએ છીએ. મહારાજ પર્વતરાય આજથી છ માસ પર રાત્રે કિસલવાડીમાં આવેલા તે વેળા અંધારામાં મેં અધેથી નિશાચર પશુ ફરે છે એમ ધારી બાણ ફેંક્યું તે અકસ્માત્ વાગવાથી મહારાજના પ્રાણ ગયા, અને, તેમને ત્યાં જ દાટ્યા છે. મારે પર્વતરાય બનવું એવી યોજના તે વેળા થઈ, અને, તે પ્રમાણે મહારાજ પર્વતરાય છ માસ પછી ભોંયરામાંથી

નિઃળશે એવી કેવળ ખોટી ખબર મોકલાવેલી. પરંતુ, અસત્યવડે રાજ્ય મેળવવા હું ઇચ્છતો નથી. રણવાસમાં રાણી લીલાવતીને પણ હું આ ખરી હકીકત જણાવી આવ્યો છું. મહારાજ પર્વતરાયનો કોઈ વારસ નથી માટે દેશમાં અંધાધુની ન થાય એવી રીતે કોઈ નવા રાજાને ગાદીએ બેસાડવો એ રાજપુરુષોની અને પ્રજાના અગ્રેસરોની ફરજ છે. મારા પિતાના વારસ તરીકે ગાદીનો હકદાર હોવાનો હું દાવો ધરાવું છું. પરંતુ, ગયા છ માસમાં ચાલેલા કપટનો કોઈ રીતે લાભ ન લેવાય માટે હું પંદર દિવસ દૂર રહીશ, અને, તે અવધિ પછી રાજપુરુષોની અને પ્રજાના અગ્રેસરોની ઇચ્છા હોય તેને રાજ-ગાદી આપવી એવી મારી સૂચના છે. એ ઇચ્છા કેમ જાણી લેવી તે મંત્રીશ્વર કલ્યાણકામ નક્કી કરી શકશે. ગયા છ મહીનામાં જેમ પર્વ-તરાય મહારાજની વતી સર્વેએ મંત્રીશ્વરનો અમલ કબુલ કર્યો છે તેમ આ પંદર દિવસ પણ નવા મહારાજની વતી મંત્રીશ્વરનો અમલ સર્વ કબુલ રાખશો. એ વિપ્રવરના સત્ત્વપ્રભાવથી રાજ્યતંત્ર જરૂર સુસ્થિતિને અને સમૃદ્ધિને માર્ગે ચાલશે. મારા પિતાથી મને મળતા હક ઉપરાંત મારે વિશે લોકો વધુ જાણતા નથી. પણ, એક વેળા હું રાઈ તરીકે મંત્રીશ્વરના પ્રસંગમાં આવ્યો છું, અને, ઉપમંત્રી દુર્ગેશ મારું નામ ઠામ જાણ્યા વિના મિત્ર તરીકે મને ઓળખે છે. તેઓ મારી કંઇક ઓળખાણ સહુને આપી શકશે. આ વિલક્ષણ પ્રસંગ હવે સમાપ્ત કરૂં છું. અને, મારા દોષ માટે સર્વની ક્ષમા માગું છું.

( રાઈ ઉઠીને સભામાંથી જાય છે. )

**કલ્યાણકામ**—પ્રતિહાર! સભા વિસર્જન કરો.

**પ્રતિહાર** ( મહોટેથી )—સભા વિસર્જન.

( સર્વે જાય છે. )



# અંક છઠ્ઠો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ: રંગિણી નદીનો કિનારો.

( જગદીપ નદીતટે શિલાપર બેઠેલો પ્રવેશ કરે છે. )

**જગદીપ**—આ રમણીય સ્થળ આટલું પાસે છતાં અહીં હું કદી આવ્યો જ નથી એ કેવું નવાઈ જેવું! કિસલવાડી અને કનકપુર વચ્ચે હું બહુ ફર્યો છું, અને, આખું કનકપુર ફરી વળ્યો છું. પણ, કનકપુર મુકીને ઉત્તરે આ પહેલાં હું કદી આવ્યો જ નથી એ કેવું! પણે આઘે નદી બાગમાં થઈને જાય છે, અને, બાગમાં અગાડી મ્હોટું મકાન દેખાય છે. તોપણ, શીતલસિંહ મને આ તરફ કદી લાવ્યા નથી, અને, એ મકાન વિશે મને તેમણે કાંઈ માહીતી આપી જ નથી! હશે. પણ શીતલસિંહનું શું થશે? હું એમને કે જાલકાને મળવા રહ્યો હોત તો એમની બન્નેની ક્ષમા માગી શકત. ક્ષમા! અમારા ત્રણમાંથી ક્ષમા કોણે કોની માગવાની! વળી, હું રાતે બહારોબહાર નિકળી આવ્યો ન હોત તો મને આવી સ્વતંત્રતા ક્યાંથી મળત! એ સ્વતંત્રતાના ઉપભોગમાં અરુણોદયથી કેવો ઉલ્લાસ થાય છે!

( વસંતતિલકા )

ધીમે ધિમે સ્ફુરતું જે ગગને પ્રભાત,<br>
એકાત્મ તેશું થઈ આ પૃથિવી સમસ્ત!<br>
જ્યાં ત્યાં પ્રભાત ફુટતું જલ વાયુ વૃક્ષે!<br>
ફૂટે પ્રભાત વળિ પક્ષિનિ પાંખમાંથી! ૯૫.

અને મારામાંથી પણ પ્રભાત પ્રકટ થતું મને લાગે છે!

( સંગીત સંભળાય છે. )

**જગદીપ**—અહો! આ ધ્વનિ શાનો સંભળાય છે? સંગીતનો સ્વર નદીના પટ ઉપર થઈને ચાલ્યો આવે છે. (દૃષ્ટિ લાંબે નાખીને) નદીમાં હોડી છે તેમાં બે સ્ત્રીઓ છે. એક હંકારે છે અને એક સારંગીના વાદ્ય

સાથે ગાય છે. કેવો મધુર કંઠ! હોડી આ તરફ આવે છે. પણ, નદી બાગમાંથી બહાર નિકળે છે ત્યાં નદીના પટ ઉપર ઝુલતો ઝાંપો છે એટલે અહીં સુધી હોડી આવશે નહિં. હું અહીં જ બેસીને સાંભળું. આ ચંબેલીના છોડનો ઓથો છે તેથી હું નજરે નહિં પડું.

( નદી પર તરતી હોડીમાં બેઠેલાં વીણાવતી અને લેખા આઘેથી આવતાં પ્રવેશ કરે છે. લેખા હોડી હંકારે છે અને વીણાવતી સારંગી વગાડી ગાય છે. )

**વીણાવતી—**

( ભૈરવી. )

વિનવું, માર્ગ કરો! વહે મુજ નાવ.

રોક નદી! તુજ પ્રતિકૂળ સ્રોત તું, વચમાં આ નાવ સમાવ; વિનવું.
વાયુ! ધસે જે વેગ તુજ સામો, નાવ કાજ તે હઠાવ; વિનવું.
કાષ્ઠ! તું તજ આ જડ ભાર તારો, નાવ હલકી બનાવ; વિનવું.
જાઓ છુટી સહુ સ્થૂલ મુજ બન્ધન, સૂક્ષ્મ ગતિ! તું આવ; વિનવું.
સરલ પથ મન અભિલાષા ... ... ... ... ... ૬૯.

જગદીપ—એકાએક સંગીત બંધ કેમ થયું? ( દૃષ્ટિ કરીને ) અરે! પણે હોડી ડુબે છે! ( ઉભો થાય છે. )

( 'કોઈ આવજો રે' એવી બુમ સંભળાય છે. )

જગદીપ—હું શી રીતે જઈ પહોંચું? બાગની આસપાસ તો ઉંચો કોટ છે. હા! નદીના પટ પરનો ઝુલતો ઝાંપો એક ઠેકાણે તુટેલો છે! નદીમાં થઈને એ રસ્તે જાઉં. પાણી ઉંડું આવશે ત્યાં તરીશ.

( નદીમાં પ્રવેશ કરીને ઉતાવળો જાય છે. )

( હોડીમાં પાણી ભરાઈ જતાં હોડી ડુબે છે, અને, વીણાવતી અને લેખા પાણીમાં પડે છે. જગદીપ ત્યાં જઈ પહોંચે છે. લેખા તણાઈને આઘે જાય છે. વીણાવતી પાણીમાં નીચે જાય છે. જગદીપ વીણાવતીને ઉચકીને કિનારે લઈ આવે છે અને સુવાડે છે. )

જગદીપ—એણે પાણી પીધું નથી. માત્ર ધાસકાથી બેભાન થઈ ગઈ છે. બાઈ! બાપુ! જાગ્રત થાઓ! અહો! કેવું અદ્ભુત લાવણ્ય!

( મન્દાક્રાન્તા. )

અંગે અંગે પટ જલ તણું ઝીણું એને વિંટાયું,
ધોળું કેવું ચકચક થતું કાન્તિથી તે છવાયું !
ચારે પાસે તૃણમય ધરા તેજસંક્રાન્તિ પામી
દીપે જાણે લિલમથિ જડી ભૂમિ પ્રાસાદમાંની. ૬૭.

અને, આ પણ કોઈ પ્રાસાદમાંની જ લાવણ્યશ્રી છે. પણ, અરે, મૂર્છાગત થયેલી પરવશ સ્ત્રીના અંગનું નિરીક્ષણ કરવું એ યોગ્ય છે ? હું આડી દૃષ્ટિ રાખીને જ એને જગાડવા પ્રયત્ન કરીશ. ( આડું જુએ છે. ) બાઈ ! ઉઠો !

( લેખા ભીને લુગડે પ્રવેશ કરે છે. )

**લેખા**—હાય ! હાય ! કુંવરીઆનું શું થયું ? ( જગદીપને જોઈને અટકીને ) તમે કોણ છો ?

**જગદીપ**—હોડી ડુબતી જોઈને હું મદદે દોડી આવ્યો છું. અને, આમને મેં પાણીમાંથી બહાર કહાડીને સુવાડયાં છે. જુવો, એ હાલ્યાં !

( વીણાવતી આંખો ઉઘાડે છે. )

**વીણાવતી**—લેખા કયાં છે ?

**લેખા**—આ રહી. હું તમારી પાસે જ છું.

**વીણાવતી**—આપણે શી રીતે બચ્યાં ?

**લેખા**—હું તો વહેણમાં થોડું તણાઈને પછી કિનારા તરફ જતાં છોડવાં ઝાલીને બહાર નિકળી આવી. તમે તો હોડી આગળ જ ડુબ્યાં તે આમણે તમને બહાર કહાડયાં.

( વીણાવતી બેઠી થઈને જગદીપ તરફ જુએ છે અને પછી નીચું જુએ છે. )

**વીણાવતી**—લેખા ! હાલ તો આપણે અહીંથી જવું જોઈએ. આપણાં લુગડાં ભીનાં છે. આપણા નોકરો આ આવી પહોંચ્યા.

( નોકરો પ્રવેશ કરે છે. )

**લેખા** ( નોકરોને )—બા માટે પાલખી લઈ આવો.

( નોકરો જાય છે. )

**લેખા** ( જગદીપને )—અમે આપનાં બહુ આભારી છીએ. પણ, હવે આપ સિધારો. આ ભૂમિમાં કોઈ પરાયાએ પેસવું નહિં એવી સખત આજ્ઞા છે.

**વીણાવતી**—લેખા! એમ અસભ્ય થવાય ?

**લેખા**—ત્યારે શું એમને આપણે ત્યાં આવવાનું નિમંત્રણ કરૂં ?

**વીણાવતી**—એવી મારી ઇચ્છા છે એમ મેં તને ક્યારે કહ્યું ?

**જગદીપ**—આ અકસ્માત બનાવથી આમને કાંઈ અસ્વસ્થતા થઈ નથી એ સમાચાર મને મળે તો હું ઉપકૃત થાઉં.

**લેખા**—એ કેવળ અશક્ય છે.

( નોકરો પાલખી લઈ પ્રવેશ કરે છે. )

**લેખા** ( વીણાવતીને )—બા! ચાલો, આ પાલખીમાં બેસો. ( જગદીપને ) કોટમાં સામું દ્વાર છે તે આપને જવા માટે નોકર ઉઘાડી આપશે.

( વીણાવતી જગદીપ તરફ દૃષ્ટિ કરતી પાલખીમાં બેસે છે. પછી, નોકરો પાલખી ઉપાડી જાય છે. સાથે લેખા જાય છે. )

**જગદીપ** ( પાલખી પાછળ દૃષ્ટિ કરીને )—કેટલી ઝડપથી પાલખી અદૃશ્ય થઈ ગઈ! પણ, બીજા પાસેથી રત્ન ઝુંટાવી લેનાર એ બીજાનું શું થયું તે જોવા ક્યારે ઉભું રહે છે ?

( ચામર. )

હોડિમાંથિ રત્ન એ ઝુંટાવિ રંગિણી નદી
ચાલિ તે લઈ પછાડિ હોડિ મૂકિ ડૂબતી;
રંગિણી કનેથિ ખેંચિ મેં ન જોયું તે ભણી,
મારિ વૃત્તિ તે ગણે શું જાય જે મને લુંટી ?                    ૬૮

એવી લુંટાયાની અવસ્થામાં હું આવ્યો છું ? આજ હું એ કાંઈ નવો જ ભાવ અનુભવું છું ! પેલું દ્વાર મારે માટે ઉઘાડ્યું. મારે જવું જ પડશે ?

( વંશસ્થ. )

ન જાણું મારૂં મુકિ જાઉં શું અહીં,
ન જાણું મારૂં લઇ જાઉં સાથ શું;
બહાર આવી ઉરવૃત્તિઓ બહુ,
સમેટિ જાણું નહિં તે હું આ ઘડી. ૬૯

( દ્વારમાં થઈ કોટ બહાર જાય છે. )

## પ્રવેશ ૨ જો.

સ્થળ : વીણાવતીના મહેલના મુખ્ય દરવાજા બહારની એકાન્ત જગા.

( જગદીપ અને દુર્ગેશ વાતો કરતા પ્રવેશ કરે છે. )

**દુર્ગેશ**—તે પછી તમે એને દીઠી જ નથી ?

**જગદીપ**—ફક્ત એક વાર દીઠી છે. હોડીનો એ અકસ્માત બન્યો તે દિવસે હું કોટ બહાર આવ્યો પછી તરત નદી પરનો ઝુલતો ઝાંપો તુટયો હતો ત્યાંથી સાંધી લેવામાં આવ્યો. સાંજ સુધી હું ત્યાં રહ્યો પણ કાંઈ જણાયું નહિં. જે ચંબેલીના છોડ આગળથી હોડી પ્રથમ ડુબતી મારી નજરે પડી હતી ત્યાં બીજે દિવસે સવારે મ્હોટો મગરમચ્છ મરેલો પડેલો હતો. તે જોવા એ યુવતી પરિચારિકાઓ સાથે બહાર આવી હતી. આઘેથી તેમને જોઈ તેમને પાછા ફરવાના માર્ગ પર આવેલા શિવાલયના ઓટલા પર જઈને હું બેઠો. પાસે આવતાં પરિચારિકાઓએ મને જોઈ મારા ભણી રોષભરી દૃષ્ટિ કરી.

**દુર્ગેશ**—અને એ યુવતીએ ?

**જગદીપ**—એ તો

( ઇન્દ્રવિજય. )

ચાલિ ગઈ મુજ આગળથી મુખ રાખિ નિચું, હસ્યું ઉભરાતું,
ચોળિ અગાડિ જઈ લટને અમથી જ સમારિ કરી મુખ ત્રાંસું

ને જરિ ચોરવિ દૃષ્ટિ કરી મુજ સામિ, પછી, મુખને મલકાવ્યું,
પાછિ ફરી પછિ ચાલિ ગઈ, દઈ સંશય—શું કંઈ સ્વપ્ન જ આવ્યું. ૭૦.

**દુર્ગેશ**—અને, હવે સ્વપ્નાવસ્થા ચાલે છે કે સંશયાવસ્થા ?

**જગદીપ**—મારી વિહ્વલતા હાસ્યપાત્ર ભાસતી હશે, પણ, તેનો ઉપાય એ યુવતીના પુનર્દર્શન વિના બીજો એકે નથી.

**દુર્ગેશ**—એનું નામ કાંઈ જાણવામાં આવ્યું ?

**જગદીપ**—એના નામના શબ્દથી મારા કર્ણ ધન્ય થયા નથી. એની એક પરિચારિકાનું નામ લેખા છે.

**દુર્ગેશ**—સ્વામીથી સેવક ઓળખાય કે સેવકથી સ્વામી ઓળખાય ?

**જગદીપ**—જગતના બધા સિદ્ધાન્તો મારી સ્મૃતિમાંથી ખસી ગયા છે. મને યાદ આવે છે કે લેખાએ એને 'કુંવરીબા' કહી હતી.

**દુર્ગેશ**—'કુંવરીબા' ? અહીં તો કોઈ કુંવરી નથી. પર્વતરાયને પ્રથમની રાણીથી એક કુંવરી હતી તે તો કેટલાંક વર્ષ પર કાંઈ ભેદભરેલી રીતે ગુજરી ગઈ. અને, 'કુંવરી' કહેવાય એવી કોઈ બાલા અહીં છે જ નહિ.

**જગદીપ**—ત્યારે, આ મહેલમાં કોણ રહે છે ?

**દુર્ગેશ**—એ મહેલમાં કોઈ કાયમ રહેતું નથી. એ મહેલ રાણી સાહેબના ખાસ તાબામાં છે, અને, તેઓ કોઈ વખત અહીં આવે છે. એમની રજા સિવાય કોઈ એ મહેલમાં જઈ શકતું નથી. એ મહેલની વ્યવસ્થા અને ખર્ચ પણ લીલાવતીને હસ્તક છે. મંત્રીશ્વરને પણ એ સંબંધે કાંઈ વ્યવહાર કરવાનો નથી; બધું લીલાવતી જ કરે છે. એ યુવતી તે લીલાવતી તો નહિ જ ?

**જગદીપ**—બેશક નહિં. એનું વય લીલાવતીથી કાંઇક ઓછું છે, પણ, એનું સૌંદર્ય લીલાવતીથી સહસ્રગણું વધારે છે. લીલાલતીને મેં જોઈ ત્યારે તેનું સૌન્દર્ય મને અનુપમ લાગેલું. પરંતુ, હવે મને સમજાયું કે ઉપમાનોના વિશાળ સંગ્રહનો ચિત્તમાં સંચય કર્યા વિના 'અનુપમ,' 'અતુલ્ય', 'અપૂર્વ', 'સર્વોત્કૃષ્ટ', 'અલૌકિક,' એવાં વિશેષણો વાપરવાં એ માત્ર મૂર્ખતાનો આડંબર છે. પણ, એ અજ્ઞાત સુન્દરીનું વર્ણન કરવા માટે વિશેષણો કે ઉપમાનોની જરૂર જ નથી—

( હરિગીત. )

શું ધરતિ કે શું પાણિ કે શું પવન કે શું માનવી,
જે જે ઘડીએ ધન્ય થાતું એહના સંસર્ગથી,
તે તે ઘડીએ દાખવે સૌન્દર્ય પોતાનું ઉંડું,
ને તૂટતો સંસર્ગ જ્યાં કરૂપ ત્યાં તે થઈ જતું. ७१.

એ નિશાની એને ઓળખવાને બસ છે.

**દુર્ગેશ**—એવી કોઈ સુન્દર સ્ત્રી આ પ્રદેશમાં વસતી હોવાનું કમલા જાણે છે કે કેમ તે હું પુછી જોઈશ. પુરુષોને ખબર ન ાય, પણ, સુન્દર સ્ત્રીની સ્ત્રીઓને ખબર ન હોય એમ બનતું નથી. પણ, અત્યારે આપણે બને તે તપાસ કરીએ. કોઈ નોકર ચાકરો મહેલના કોટમાં જતા આવતા નજરે પડયા છે ?

**જગદીપ**—બીજી વાર એ સુન્દરીને જોઈ ત્યાર પછી હું મહેલની ચારે તરફ ફરી વળ્યો છું. પાંચ દિવસથી એ પ્રદક્ષિણા કરૂં છું. તરાપો બનાવી તે પર નદી ઓળંગી બન્ને પારના કોટના એકેએક દ્વાર આગળ વાટ જોઈ બેઠો છું. પણ, કોઈ દ્વાર ઉઘડતું નથી ને કોઈ માણસ નિકળતું નથી કે પેસતું નથી. માત્ર સવારે કોટનું આ મુખ્ય દ્વાર ઉઘડે છે તેમાંથી અંદર રહ્યું રહ્યું કોઈ એક રાતી ગાયને બહાર કહાડે છે ને એક રબારી બહારથી દરવાજા આગળ આવી એ ગાયને ચરાવવા લઈ જાય છે. સાંજે તે ગાયને પાછી દરવાજા આગળ લઈ આવે છે ત્યારે દરવાજો ઉઘડે છે, અને, માંહે રહી કોઈ ગાયને અંદર લઈ લે છે. દરવાજા આગળ અંદરથી કોણ આવે છે તે જણાતું નથી, અને, રબારી દરવાજાથી આઘો ઉભો રહે છે.

**દુર્ગેશ**—રબારી સવારે ક્યારે આવે છે ?

**જગદીપ**—હવે વખત થયો છે. અને તે જ માટે હું આ તરફ આવ્યો છું. સવારસાંજ દરવાજો ઉઘડતો જોવાનો સંતોષ મેળવું છું.

**દુર્ગેશ**—એથી કાંઈ વધારે સંતોષ મેળવવાનો માર્ગ કદાચ એ પ્રસંગે જડી શકશે.

**જગદીપ**—શી રીતે ?

**દુર્ગેશ**—એ યુવતીના દષ્ટિપાત અને સ્મિતનો જે વિભ્રમ તમે વર્ણવ્યો તે પરથી જણાય છે કે એનું હૃદય તમારામાં આસક્ત થયું હોવું જોઈએ, અને, એ પણ તમારા દર્શન માટે ઉત્કંઠિત થઈ હોવી જોઈએ.

**જગદીપ**—એવાં અનુમાન બાંધ્યાથી શું હાથમાં આવ્યું ?

**દુર્ગેશ**—પ્રેમમાં પણ ધીરજ વિના ચાલે તેમ નથી. અનુમાન બાંધ્યાથી તો સ્વર્ગનો માર્ગ પણ હાથ લાગે છે. તમે ઉત્કંઠિત થઈ બહાર ફરતા હશો એમ પણ એ યુવતી ધારતી હોવી જોઈએ. અને, માત્ર આ જ દ્વાર ઉઘડે છે અને તેમાંથી એ ગાય જ બહાર આવે છે એ સ્થિતિ તો એ જાણતી જ હોવી જોઈએ. તો, એ ગાય બહાર આવવાને પ્રસંગે એ કાંઈ સંદેશો મોકલવાનો પ્રયત્ન કરે એમ કેમ ન બને ?

**જગદીપ**—જુઓ, પેલો રબારી આવે છે ને દરવાજા તરફ જાય છે.

( રબારી આઘેથી પ્રવેશ કરે છે. )

**જગદીપ**—પેલો દરવાજો ઉઘડ્યો, અને, ગાય બહાર આવી દરવાજો પાછો વસાઈ પણ ગયો.

**દુર્ગેશ**—ગાય રળીઆમણી દેખાય છે. એને ગળે કોડીઓની માળા બાંધેલી છે. ચાલો, આપણે એ ગાય ને રબારી પાસે જઈએ.

( બન્ને તે તરફ જાય છે. )

**દુર્ગેશ**—રામ રામ ! બાઈ રાયકા !

**રબારી**—રામ રામ.

**દુર્ગેશ**—અમે આ ગાયને જરાક પરસાદ ખવડાવીએ ? અમે ક્યારના લાલ ગાય ખોળીએ છીએ.

**રબારી**—ખવરાવોને. રાંધ્યું ખાધાનો તો ઈને ધખારો સે. (ડાંગ પર મ્હોડું ટેકવીને ઉભો રહે છે. )

**દુર્ગેશ** (બાથામાંથી થાળી છોડી ગાયના મ્હોં આગળ ધરી ગાયને ખવડાવતાં)—આ કોની ગાય છે ?

**રબારી**--પરમ્ુ જાણુ ચેની સે.

**દુર્ગેશ**—તમને ચરામણ કોઈ આલતું હશેને !

**રબારી**—ઈ તો દરબારમાંથી મળે સે. લ્યો આ ગા ખાઈ રહી. (ગાયને) હેંડ હવે ટેંબા ભણી. ( ડચકારા બોલાવતો ગાયને હાંકી જાય છે. )

**જગદીપ**—સ્વર્ગ એ ના જડયું ને સ્વર્ગનો માર્ગ એ ના જડયો. પૃથ્વી પર હતા તેમ જ છીએ.

**દુર્ગેશ**--જુઓ ! આ વિમાન જેવું તો કાંઈ દેખાય છે.

( પોતાના હાથમાંનો કાગળનો ડુચો બતાવે છે. )

**જગદીપ**--એ કયાંથી જડયો ?

**દુર્ગેશ**--ગાયની પાસે ઉભા રહી એને ખવડાવતાં બારીક નજરે જોતાં એને ગળે બાંધેલી કોડીઓમાંથી વચલી મ્હોટી કોડીમાં કાંઈ જણાયું. તે મેં હળવે રહી ખેંચી લીધું. હું રબારીને માડું ઓઠું કરીને જ ઉભો હતો, એટલે, એને દેખાયું નહિં. હવે જુઓ, એ કાગળમાં કાંઈ સત્ત્વ છે ?

**જગદીપ** ( કાગળ ઉઘાડે છે. )--કાંઈ કવિતા લખેલી છે. ( વાંચે છે: )

( ઉપજાતિ. )

એકાન્તવાસી ઋજુ બાલિકાને
લઈ ઉપાડી જલસ્રોતમાંથી,
શા આ બિજા સ્રોત અગમ્ય માંહે
મુકી તણાતી અસહાય છેક ? ૭૨.

**દુર્ગેશ**—મેં કલ્પી હતી તે જ સ્થિતિ છે. મારી પાસે આ લેખનસામગ્રી છે તે વડે એનો ઉત્તર લખો.

**જગદીપ**--એનો ઉત્તર એ જ કાગળની બીજી બાજુએ લખું છું કે

( વસંતતિલકા. )

એ સ્રોત છે હૃદયના રસ પુણ્ય કેરો,
એમાં કદાપિ નથિ જોડ વિના તરાતું;

ઉત્કંઠ જેહ તલસે બનવા સહાય,
રોકી રહ્યું વિરસ વેષ્ટન ક્રૂર તેને. ૭૩.

( કાગળ પર લખે છે. )

**દુર્ગેશ**—એ કાગળ હવે સાંજ સુધીમાં પાછો એ ગાયને ગળે એ જ કોડીમાં નાખી દેજો. હવે તો, ગાય પર હાથ ફેરવવાને બહાને પણ ગાય પાસે જઈ શકશો. કાલે પ્રત્યુત્તર મળ્યા વિના નહિં રહે.

**જગદીપ**—તમારા આ મિત્રકાર્ય વિના મારો પ્રેમ અપંગ રહેત. હું વસતીથી દૂર ઉછર્યો છું, અને, પ્રેમીઓની યુક્તિઓથી અજાણ્યો છું.

**દુર્ગેશ**—

( ઉપજાતિ. )

જેવો હિરો હોય જડયા વિનાનો,
ગુંથ્યા વિનાનું ફુલ હોય જેવું;
તેવો દિસે આ તમ પ્રેમ સાદો,
ન યુક્તિઓમાં ભળિ કાન્તિ જેની. ૭૪.

**જગદીપ**—મને ન સુઝી તે યુકિત એકાન્તમાં વસનારી એ ઋજુ બાલિકાને આવડી છે !

**દુર્ગેશ**—પ્રેમ ઉદ્‌ભૂત થયા પછી સ્ત્રીને પ્રેમયુકિતઓ શિખવા જવું નથી પડતું.

**જગદીપ**—અરે ! કનકપુરની ખબરો તમને પુછવાનું તો હું ભુલી જ ગયો છું.

**દુર્ગેશ**—મને તમારા કરતાં કનકપુરની કંઈ વધારે ખબર નથી; કેમકે, તમે રાજસભામાંથી નિકળ્યા પછી તરત જ હું તમારી શોધમાં નિકળ્યો છું. પરંતુ, તમે બહારોબહાર નિકળી આવ્યા ને હું મારા પ્રયાણની ખબર કમલાને કહેવા ગયો એથી આપણા વચ્ચે અન્તર પડી ગયું.

**જગદીપ**—કુંવારા અને પરણેલા વચ્ચે એટલું અન્તર તો હોય જ. પણ તમે મને શી રીતે શોધી કહાડયો ?

**દુર્ગેશ**—તમે રાજસભામાં વૃત્તાન્ત કહેતાં કિસલવાડીનું ઠેકાણું કહેલું

તેથી પહેલાં ત્યાં હું તમારી ખબર કહાડવા ગયેલો. ત્યાંથી કાંઈ પત્તો મળ્યો નહિં, તેથી, નગરની ચારે દિશામાં ફરીને શોધ કરવા માંડી. અને અન્તે, નદી પ્રત્યેની તમે ઘણી વાર દર્શાવેલી આસક્તિ પરથી તમે કોઈ ઠેકાણે નદીતટે હશો એમ કલ્પના કરી નદીને માર્ગે ક્રમણ કરતો હું અહીં આવી પહોંચ્યો. તમે એ શિવાલયની પડાળીમાં વાસ કરવાને બદલે નગરમાં આવો તો કેમ ! ત્યાંથી વખતોવખત અહીં આવી શકાશે.

**જગદીપ**—પંદર દિવસ તો હું નગરથી દૂર જ રહેવા ઇચ્છું છું. તે વિના મારી પ્રતિજ્ઞા પ્રમાણે તટસ્થતા પળાય નહિં.

**દુર્ગેશ**—હું નગરમાં જઈ કમલાને તમારા સમાચાર કહીને તથા નગરની ખબરો મેળવી અહીં પાછો આવીશ અને તમારા એકાન્તવાસની સગવડનાં કાંઈ સાધન લેતો આવીશ. અને, આવીને તમારો અભિલાષ વિશેષ સિદ્ધિ પામેલો જોઈશ.

**જગદીપ**—એ સિદ્ધિનો આધાર પેલી ગાયને ગળે છે. એ ચરતી હશે ત્યાં જ હું જાઉં છું. કમલાદેવીને કહેજો કે એમને સહિયર આણી આપવા સારૂ મેં ગાયની પૂજાનું વ્રત આરંભેલું છે.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

---

સ્થળ: વીણાવતીના મહેલની વાડીમાંહેની ભૂમિ.

( કોટની પાસે અંદરની બાજુએ પીપળાના ઝાડ આગળ ઉભેલી વીણાવતી પ્રવેશ કરે છે.)

**વીણાવતી**—હજી કેમ આવ્યા નહિ ? આવશે ખરા કે નહિં ? આટલી મોડી રાત્રે આ પીપળા ઉપરથી ચઢી ઉતરીને અહીં આવવા મેં એમને બોલાવ્યા, પણ, એટલું બધું સાહસ એ કરશે ? ગાયની કોડીમાં મારા પત્ર નીચે તો લખી મોકલ્યું હતું કે 'ગમે તેમ કરીને પણ આવીશ.' પણ, એવું શું છે કે મને મળવા સારૂ ગમે તેમ કરીને પણ એ આવે ? ત્યારે, એવું શું છે કે એમને મળવા સારૂ હું પરિ-

જનોને રૂંધતાં મુકી છાનીમાની આ એકાન્ત સ્થળે આવી ઉભી છું ? એવું શું છે ? હૃદય ! એનો ઉત્તર તો તું જ દઈ શકે. તું મને અહીં ખેંચી લાવ્યું છે.

( ઉપજાતિ. )

તેં જે ક્ષણેથી દઈ ફેંકિ શાન્તિ,
ગ્રહી અજાણી નવિ કોઈ વૃત્તિ;
ત્યાંથી છુટયું તું મુજ તંત્રમાંથી,
ને હું બની છું તુજ તંત્રવશ્ય.                                    ૭૫.

( ઉંચ જોઈને ) અહો ! આ ઝાડમાંથી કોણ ડોકીયું કરી રહ્યું છે ? અરે ! એ તો ચન્દ્ર છે. ચન્દ્ર ! મારી આ વિવશતા જોવાનું તને કુતૂહલ થાય છે ! અને આ શું ?

( ઉપેન્દ્રવજ્ર. )

મને વિંટીને કિરણોની જાળે,
ધિમે ધિમે ભૂમિથિ તું ઉપાડે;
કરે શું એ કૌતુકતૃપ્તિ સારૂ,
નિહાળવા મન્થનકષ્ટ મારૂં ?                                       ૭૬.

પણ, કદાચ હું તારા પર ખોટો આરોપ મુકતી હઈશ. તું મારી મદદે આવીને આમ કરતો નહિં હોય ?

( અનુષ્ટુપ્. )

જેહના દર્શનાર્થે હું ઔત્સુક્યે અધિરી ઉભી,
તેની પાસે મને લે શું અન્તરાયો થકી ઉંચે ?                     ૭૭.

( પીપળાના ઝાડ ઉપરથી અવાજ સંભળાય છે : )

' સુન્દરી ! અન્તરાયોનું સામ્રાજ્ય હવે ઉતરી ગયું છે ! '

**વીણાવતી** ( ચમકીને )—અરે ! મારાં વચન કોણે સાંભળ્યાં ? ( ઝાડના થડને અડકીને ઉભી રહી ઉચું જુએ છે. )

( જગદ્દીપ ઝાડને થડેથી નીચે ઉતરે છે. )

**જગદ્દીપ**—(ઉતરતાં ઉતરતાં)—એ વચનામૃતનો જે પિપાસુ હતો તેણે જ પાન કર્યું છે. ( નીચે ઉતરી ઝાડના થડને અડકી વીણાવતી પાસે ઉભો

રહે છે. ) અને, એ પાને તેને અધિક તૃષાતુર કર્યો છે. પરંતુ, એ અમૃતના સરોવર પર કાંઈ છાયા કેમ દેખાય છે ?

**વીણાવતી**—મને ચિંતા થતી હતી કે કોટ બહાર ઝુલતી આ ઝાડની ડાળીઓ ઘણી ઉંચી છે તેને શી રીતે પહોંચીને ઝાડ પર ચઢાશે.

**જગદીપ**—ઝાડ પર ચઢતાં હું નહાનપણથી શિખ્યો છું, પણ, મને ખ્યાલ નહોતો કે એ કુશળતા કોઈ દિવસ સ્વર્ગનું દર્શન કરાવશે.

**વીણાવતી**—આપ અતિશયોક્તિનાં વાક્ય બોલો છો.

**જગદીપ**—મારૂં હૃદય બોલાવે છે તે કરતાં એક અક્ષર પણ વધારે નથી બોલતો. હૃદયને જે વિષય કહેવાનો છે તે અતિશય હોય એમાં તો આપને વાંધો ન જ હોય !

**વીણાવતી**—આપ કયા વિષય વિશે કહો છો તે સાદી ભાષામાં કહો તે વિના આ કોટની અંદર રહેનારને શી સમજણ પડે ?

**જગદીપ**—આ કોટની બહારની ભાષામાં એ વિષયને પ્રેમ કહે છે. આ કોટની અંદર એને માટે કદાચ બીજો કોઈ શબ્દ હશે.

( વીણાવતી નીચું જોઈ રહે છે; પછી, ઝાડના થડની છાલ પર નખથી "મુંઝવણ" શબ્દ લખે છે. )

**જગદીપ** (વાંચીને)—તરુણી ! એ મુંઝવણનું ખરૂં નામ પ્રેમ છે એમ તમે હવે જાણ્યું તો પછી એનો જ સ્વીકાર કરવો ઘટે છે.

**વીણાવતી**—ખરો શબ્દ સ્વીકાર્યા પછી પણ ખોટાએ કરેલી મુશ્કેલી ખસતી નથી.

**જગદીપ**—પ્રેમ આગળ કોઈ મુશ્કેલીઓ ટકતી નથી.

**વીણાવતી**—મારી પરવશતાનો તમને ખ્યાલ નથી. હું રાજપુત્રી છું, પણ, ભીખારણ જેટલી પણ હું સ્વેચ્છાની માલીક નથી.

**જગદીપ**—તમે રાજપુત્રી ! કયા રાજાનું આંગણું આવાં અણમૂલ પગલાંથી ધન્ય થયું છે ?

**વીણાવતી**—પિતાને આંગણે મારો સંચાર હોત તો આ પ્રશ્ન ઉઠાવ

જ ન થાત, પરંતુ, મહારાજ પર્વતરાયને પોતાની પુત્રીને દૂરના એકાન્તવાસમાં પુરી રાખવી ગમે છે.

**જગદીપ**—તમે પર્વતરાયનાં પુત્રી! તેમનાં કુંવરી તો ગત થયાં છે એમ લોકો જાણે છે!

**વીણાવતી**—મારી આસપાસ આ કોટ ઉપરાંત ભેદના બીજા શા શા પડદા વિંટાળેલા છે તે હું જાણતી નથી, પણ, હું પર્વતરાયની પુત્રી વીણાવતી છું અને હજી ગત થઈ નથી એટલું તો જાણું છું.

**જગદીપ**—અહો! પ્રેમ! તને કેવાં તોફાન સુઝે છે! ક્યાં પર્વતરાયની પુત્રી વીણાવતી અને ક્યાં રત્નદીપદેવનો પુત્ર જગદીપ!

**વીણાવતી**—તમે રત્નદીપદેવના પુત્ર! તમે અહીં શી રીતે?

**જગદીપ**—એ અપરાધનો વૃત્તાન્ત વર્ણવીશ ત્યારે તમે અર્પેલો પ્રેમપ્રસાદ રાખવાનો મારો અધિકાર નહિં રહે.

**વીણાવતી**—

( વસંતતિલકા. )

આ વાડિમાં વિવિધ જે કુસુમો ઉગે,
દે છે સુગંધ, પણ, તે નહિં પાછિ લે છે;
ને કહાડતાં મધુર જે રવ પક્ષિ આંહીં,
લેતાં ન ખેંચિ ફરિ તે નિજ કંઠ માંહી. ૭૮.

**જગદીપ**—પ્રિયા! તું એ કુસુમો અને પક્ષીઓ સાથે ઉછરી છે, અને, તેમના જ વર્ગની છે. તેમની પેઠે તારૂં પ્રેમદાન પણ અલોપ્ય છે, તે હું જાણું છું. પરંતુ, તારા પિતા પ્રતિ થયેલો મારો અપરાધ હું ગુપ્ત રાખી તારૂં પ્રેમદાન અંકુરિત થવા દઉં એ ન્યાય્ય નથી.

**વીણાવતી**—જેના ગુણને હું પૂજું છું તેના અપરાધ જાણવાની મને શી જિજ્ઞાસા હોય?

**જગદીપ** (જમીન તરફ જોઈને)—અરે! આ મારા પગ સાથે શું અથડાયું? (વાંકા વળી જમીન પરથી વસ્તુ હાથમાં લઈ) માછલીના કાંટા જેવું જણાય છે! અને, એમાં રેશમી દોરી પરોવેલી છે!

**વીણાવતી**—એ કાંટો મારા કંઠમાં બાંધ્યો હતો તે છૂટીને પડી ગયો એ જાળવી રાખવાનો છે.

**જગદીપ**—એવું એનું શું મૂલ્ય છે?

**વીણાવતી**—એ અમૂલ્ય છે. જે મગરમચ્છે જીવતાં આપણો પ્રથમ મેળાપ કરાવ્યો, અને, પોતે મુવા પછી પણ આપણો ફરી મેળાપ કરાવ્યો તેના અંગમાંનો એ કાંટો છે.

**જગદીપ**—એમ છે તો એની બહુ આદરથી રક્ષા કરવી જોઈએ. પરંતુ, મગરમચ્છે શી રીતે એ ધન્ય કાર્ય કર્યું ?

**વીણાવતી**—સમુદ્રમાંથી ભરતી સાથે મગરમચ્છ નદીમાં ચાલ્યો આવેલો, અને, નદીના પટ ઉપરનો પેલો ઝુલતો ઝાંપો તોડીને તે વાડીની હદમાં પેઠેલો. મારી હોડી નીચે તેનું અંગ આવતાં હોડી ઉંધી વળેલી. ઝાંપાના ભાલા વાગવાથી તેનું મૃત્યુ થયેલું, અને, ભરતી ઉતરી જતાં તેનું શબ પાછું તણાઈ વાડી બહાર આવીને કિનારે પડેલું. ત્યાં બીજે દિવસે જઈ તેના અંગમાંથી હું આ કાંટો સ્મારક ચિહ્ન માટે લઈ આવી છું. એના દેહને મેં ત્યાં જ અગ્નિદાહ કરાવ્યો છે.

**જગદીપ**—એની સેવા અતુલ છે.

( અનુષ્ટુપ્. )

પ્રેમસ્ફુલિંગ લાવેલો વડવાનલમાંથિ એ;
રોપવા આપણી માંહે તોડિયાં જડ બન્ધનો. ૭૮.

એણે ઝાંપો તોડ્યો ન હોત તો આ બંધ વાડીમાં મારો પગસંચાર ક્યાંથી થાત ? અને, એણે હોડી ઉથલાવી પાડી આ વાડીમાંની અપ્સરાને મારી તરફ જલમાર્ગે પ્રેરિત કરી ન હોત તો હું એ દિવ્ય મૂર્તિની પ્રાપ્તિ ક્યાંથી કરત ? આ કાર્યમાં એના જીવનનું બલિદાન થયા પછી એનું શબ જ્યાં આપણા પુનઃ સમાગમનું નિમિત્ત થઈ ભસ્મીભૂત થયું છે ત્યાં આપણે સ્મરણસ્તમ્ભ ઉભો કરીશું અને તે ઉપર લેખ કોતરાવીશું કે

( તોટક. )

હળવાં ભરજો પગલાં અહિંઆં,
કચરાતિ રખે રજ આ સ્થળની;
ભરિ ભસ્મ અલૌકિક એ રજમાં,
વડવાગ્નિકણે જહિં પ્રેમ સ્ફુરે. ૮૦.

પરંતુ, પ્રેમની અમૂલ્ય કીર્તિ સૌંદર્ય સાથેના યોગમાં રહેલી છે. માટે, એ પ્રેમદૂતના આ અવશેષને આ ગૌર કંઠ ઉપર આપેલી ધન્ય પદવીએ તેને ફરી સ્થાપિત કરવો જોઈએ.

( જગદીપ મગરમચ્છનો કાંટો વીણાવતીને કંઠે બાંધે છે. તેમ કરતાં વીણાવતીના કંઠ પર જગદીપના હાથ રહેલા છે તે વેળા બન્નેની આંખો સામસામી મળે છે, અને, તેવી સ્થિતિમાં તેઓ ક્ષણભર ઉભાં રહે છે. )

**વીણાવતી**—વ્હાલા ! તું મારી આંખોમાં શું જોઈ રહ્યો છે ?

**જગદીપ**—પ્રિયતમ વીણા ! મેં આજ સુધી જે દીઠું નથી તે અત્યારે તારી આંખોમાં જોઉં છું.

( વસંતતિલકા. )

સીમા અભેદ્ય નડતી મુજને બધે જે,
તે ચક્ષુ આ તુજ મહીં થતિ લુપ્ત દેખું;
નિસ્સીમ દર્શન થતું તુજ ચક્ષુમાં જે,
તેથી અગમ્ય ઘટના થતિ આજ ગમ્ય. ૮૧.

( અનુષ્ટુપ્. )

ઘેરો અગમ્યતાનો જે દશે દિશ ફરી વળ્યો,
ખસી જતો નિહાળું આ પ્રેમાર્દ્ર નયનો મહીં. ૮૨.

**વીણાવતી**—મારી આંખો મારા દિલદારને કોઈ પણ રીતે કામ આવતી હોય તો તે હું ક્હાડીને આપી દેવા હું તૈયાર છું.

**જગદીપ**—મારે તો આખી વીણા જોઈએ છે. એના કયા અંગની કિંમત વધારે કરૂં અને કયા અંગની કિંમત ઓછી કરૂં ?

**વીણાવતી** ( ઉંચે જોઈને )—આ ચન્દ્રને આજે જંપ નથી. ઝાડપરથી નીકળી આવીને એણે છાયાનું આવરણ આપણા પરથી ખસેડી લીધું છે. આપણે બીજા કોઈ ઝાડની છાયાનો આશ્રય લઈએ કે જ્યાં મહેલમાંથી દૃષ્ટિગોચર ન થવાય.

**જગદીપ**—પ્રેમપ્રતિજ્ઞાથી પાવન થયેલું આ સ્થળ છોડતાં પહેલાં અહીં તારી સુકોમલ અંગુલીએ મુદ્રા ધારણ કરાવવી ઘટે છે. મારી પાસે આ વેળા સુવર્ણ પણ નથી અને રત્ન પણ નથી. પરંતુ, પ્રેમરસની અમૂર્ત મુદ્રાથી તારી અંગુલી અંકિત કરવાની અનુજ્ઞા માગું છું.

( વીણાવતી પોતાનો જમણો હાથ લાંબો કરી આંગળીઓ ધરે છે. જગદીપ ઘુંટણીએ પડી વીણાવતીની અંગુલી પર ચુંબન કરે છે. )

**જગદીપ** ( ઉભો થઈને )—સ્વર્ગમાં અમૃતનો આસ્વાદ છે એની મને હવે પ્રતીતિ થઈ. હવે, પેલા ઝાડની છાયામાં જઈ પ્રભાત આપણો વિયોગ કરાવે તે પહેલાં હું મારૂં વૃત્તાન્ત નિવેદન કરી મારા હૃદય પર રહેલો ભાર હલકો કરૂં.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

---

સ્થળ: વીણાવતીના મહેલ અંદરનો ખંડ.

( વીણાવતી આસને બેઠેલી પ્રવેશ કરે છે. લેખા બારણા પાછળ સંતાઈને ઉભી છે. )

**વીણાવતી** ( સ્વગત )—આ અવનવો અનુભવ કયી ઇન્દ્રિયોનો છે ?

( દિંડી. )

દેખું તેજ કાંઇ, પણ, ન રૂપરંગ,<br>
ચાખું સ્વાદ કાંઇ, પણ, ન રસનસંગ;<br>
સુંઘું ગંધ કાંઇ પણ, ન ઘ્રાણગ્રાહ્ય,<br>
સુણું શબ્દ કાંઇ, પણ, ન શ્રોત્રશ્રાવ્ય. ૯૩.<br>
અડકું વસ્તુ કાંઇ, પણ, ન તે ત્વચામાં,<br>
વસું દેશ કાંઇ, પણ, ન તે ધરામાં;<br>
દિસે અંકુર નહિં, ફુટતું કાંઇ લાગે;<br>
દેહમાંહિ ભાગ કાંઇ અકળ માગે. ૯૪.

શું જગતના ભ્રમણનું કેન્દ્ર બદલાયું છે કે મારા પોતાના જીવન-ચક્રનું કેન્દ્ર બદલાયું છે ?

( લેખા નિકળીને પાસે આવે છે. )

**લેખા**—કુંવરીબા ! તમે એવા એવા વિચાર કરો છો તે મને બીક લાગે છે.

**વીણાવતી**—કેવા વિચાર ?

**લેખા**—તમે બોલતાં હતાં તેવા. તમારે માટે મને ચિન્તા થવા માંડી છે, તેથી, મેં બારણા પાછળ રહીને સાંભળ્યું.

**વીણાવતી**—મારે માટે શી બાબતની ચિન્તા થવા માંડી છે ?

**લેખા**—તે દિવસે હોડી ડુબ્યા પછી પેલા કોઈ પુરુષે તમને પાણીમાંથી કાઢયાં ત્યારથી તમે બદલાઈ ગયેલાં છો.

**વીણાવતી**—મૃત્યુના આંગણામાં જઈને પાછી આવી તે એનીએ ક્યાંથી રહું ?

**લેખા**—એ પુરુષનું તમને કંઈ સ્મરણ રહ્યું છે ?

**વીણાવતી**—જેણે જીવિતદાન આપ્યું તેનું વિસ્મરણ શી રીતે થાય ?

**લેખા**—સ્મરણ સાથે કાંઈ લાગણી મિશ્રિત થઈ છે ?

**વીણાવતી**—થઈ હોય તો શું ?

**લેખા**—માત્ર ઉપકારની કે તેથી વિશેષ ?

**વીણાવતી**—વિશેષને એ પાત્ર નથી ?

**લેખા**—કુંવરીબા ! આ શું કહો છો ? તમારૂં ચિત્ત એના તરફ આકર્ષાયું તો નથી ?

**વીણાવતી**—ચિત્તાકર્ષણ એ કાંઈ અનિષ્ટ વસ્તુ છે ?

**લેખા**—તમારાં આવાં વચનથી હું ગભરાઉં છું. જે શબ્દ તમારી આગળ મેં કદી વાપર્યો નથી તેનો હવે ઉચ્ચાર કરીને પુછું છું કે તમારા હૃદયમાં પ્રેમનો ઉદ્ભવ થયો છે ?

**વીણાવતી**—શબ્દનો ઉચ્ચાર દાબી રાખ્યાથી ભાવનો ઉદ્ભવ કદી દબાઈ રહ્યો છે?

**લેખા**—હાય! હાય! આ તો ગજબ થયો!

**વીણાવતી**—એમાં ગજબ શાનો? પ્રેમ એ પુણ્ય અને ઉચ્ચ વસ્તુ નથી?

**લેખા**—પણ, તમારાથી પ્રેમ ન થાય.

**વીણાવતી**—મારાથી પ્રેમ ન થાય? શું જગતની પ્રેમઘટનામાંથી વિધાતાએ મને બાતલ કરી છે?

( લેખા પોતાની આંખોમાંનાં આંસુ લુછે છે. )

**વીણાવતી**—લેખા! એકાએક આ શું?

**લેખા**—જગતમાં શું છે તે તમે શું જાણો? તમે કયે દહાડે આ વાડીમાંથી નિકળીને બહાર જગતમાં ગયાં છો?

**વીણાવતી**—પ્રેમની પ્રાપ્તિ સાથે જ મને જગતનો સમાગમ થયો છે; અને, મને સમજાયું છે કે આ વાડીમાં છે તે જગતમાં છે. હું અનુભવું છું તે પ્રેમનો પ્રવાહ બધે વ્યાપી રહ્યો છે; તે છતાં તું શા માટે કહે છે કે મારે એકલીએ એ પ્રવાહથી અલગ રહેવું!

**લેખા**—અરે દૈવ! કહેવાનું આખરે મારે માથે આવ્યું! હું કહું છું, પણ, તે પહેલાં આ કટારી ઉંચી મુકવા દો.

( ખિંટીએ લટકતી કટારી લઈને પેટીમાં મુકે છે. પેટીને તાળું વાસીને કુંચી પોતાની કેડે ખોસે છે. )

**વીણાવતી**—લેખા! તને આ શું થયું છે? આવું આવું વિચિત્ર શું કરે છે આ કટારી કેમ પેટીમાં મુકી?

**લેખા**—તમે પ્રેમનું નામ દઈ રહ્યાં છો, અને, પ્રેમીઓ ઉતાવળાં હોય છે. હું કહું તેથી નિરાશામાં આકળાં થઈ તમે કાંઈ સાહસ કરી બેસો એ બીકે મેં આ કટારી મુકી દીધી.

**વીણાવતી**—નિરાશા આવશે ત્યારે એક નિસાસાનો આઘાત બસ નહિં થાય કે કટારીના આઘાતની જરૂર પડશે?

**લેખા**—તમને પ્રેમનાં પુસ્તકો કદી વાંચવા આપ્યાં નથી તોએ તમે એવાં પુસ્તકોમાં લખ્યું છે તેવું જ બોલો છો ! તમે હમણાં કહ્યું તેવો જ દુહો મેં વાંચ્યો છે.

**વીણાવતી**—કેવો દુહો ?

**લેખા**—

( दुहो. )

" कोइ कटारी कर मरे, कोइ मरे बिख खाय;
प्रीत ऐसी कीजिये, 'हाय !' करे जिअ जाय. "८५.

**વીણાવતી**—પણ એવું વસમું છે શું તે તો કહે.

**લેખા**—તમે મારી પાસે આવીને ભોંયે બેસો.

( બન્ને જમીન પર બેસે છે. )

**લેખા**—તમને તમારાં માતા જોયેલાં સાંભરે છે ?

**વીણાવતી**—બિલકુલ નહિં. હું બહુ નહાની હઈશ.

**લેખા**—ત્યારે તો એમના છેવટના મંદવાડનું ક્યાંથી સાંભરણ હોય ?

**વીણાવતી**—નહિં જ.

**લેખા**—એમને જ્યારે એમ સમજાયું કે આ મંદવાડમાંથી નહિં ઉઠાય ત્યારે એમને તમારે માટે બહુ ચિન્તા થઈ. તમારૂં લગ્ન જોવાનો દિવસ આવશે એનો એમને ભરોંસો ન રહ્યો, તેથી, એમણે મહારાજને આગ્રહ કર્યો કે હું જીવું છું ત્યાં સુધીમાં વીણાવતીને પરણાવી દો.

**વીણાવતી**—કેવું નવાઈ જેવું ! હું તો છેક બાળક હઈશ !

**લેખા**—એકની એક પુત્રીના લગ્નનો લહાવો લેવાનો, તેથી, તમારી એટલી નહાની ઉમર છતાં છુટકો નહોતો.

**વીણાવતી**—પછી ?

**લેખા**—પછી, મહારાજે તમારાથી સહેજ મ્હોટી ઉમરના એક રાજકુમાર શોધી કાઢયા. તે જાતે તો અહીં આવ્યા નહિં, પણ, તેમનું ખાંડું આવ્યું તેની સાથે તમારૂં લગ્ન કર્યું.

**વીણાવતી**—કોણે કર્યું ?

**લેખા**– તમારાં માતપિતાએ.

**વીણાવતી**—કેવું હસવા જેવું !

**લેખા**—એ તો રૂઢિ છે. પણ, હવે વિકટ વાત આવે છે. બાપુ ! તમે મારી નજીક આવો. (વીણાવતીને સોડમાં લે છે.) મારી જીભ ઉપડતી નથી. પણ, કહ્યા વિના હવે છુટકો નથી. એ લગ્ન પછી આઠ દિવસે એ રાજકુમાર તાવમાં સપડાઈને દેવલોક પામ્યા. (આંસુ ઢાળે છે.)

**વીણાવતી**—કેવું સંકટ ! એનાં માતપિતા બિચારાં બહુ દુઃખી થયાં હશે !

**લેખા**—એનાં માતપિતાની કેમ વાત કરો છો ? એ માઠી ખબર આવતાં જ રાણી રૂપવતીએ પ્રાણ છોડયા.

**વીણાવતી**—મારી માતા બહુ કોમલ હૃદયની હશે. બીજાના દુઃખથી એને કેવો સખત આઘાત થયો !

**લેખા**—બીજાનું દુઃખ અને પોતાનું નહિં ?

**વીણાવતી**—પોતાનું ?

**લેખા**—પોતાની એકની એક પુત્રીનો ભવ બગડ્યો એના જેવું બીજું શું દુઃખ હોય ?

**વીણાવતી**—મારો ભવ બગડ્યો ? મેં શું કર્યું કે મારો ભવ બગડ્યો !

**લેખા**—બાપુ ! તમે દુનિયાથી છેક અજ્ઞાન છો. એ રાજકુમારના મૃત્યુથી તમે વિધવા થયાં એ તમે હજી સમજ્યાં નથી ?

**વીણાવતી**—હું વિધવા થઈ ? શી વાત કરે છે ! હું ક્યારે પરણી છું ?

**લેખા**—તમને પરણાવ્યાં એટલે તમે પરણ્યાં જ ગણાઓ.

**વીણાવતી**—એ લગ્ન તો ફક્ત મારાં માતપિતાના લહાવાનું અને ગમ્મતનું હતું.

**લેખા**—અને, તોએ તે તમારૂં ખરૂં લગ્ન જ કહેવાય.

**વીણાવતી**—ખરૂં લગ્ન તો પ્રેમનું હોય છે !

**લેખા**—તે જ માટે કહું છું કે તમારાથી હવે પ્રેમ ન થાય. સ્ત્રીનો પ્રેમ એક જ પુરુષ માટે હોવો જોઈએ.

**વીણાવતી**—પણ, મેં ક્યારે પ્રથમ બીજા કોઈ પુરુષ માટે પ્રેમ કર્યો છે ?

લેખા—તમારૂં લગ્ન થયું એટલે તમે પ્રેમ કર્યો જ કહેવાય. વિધવાથી પ્રેમ થતો હોય તો વિધવાથી લગ્ન ન થાય? વિધવાના લગ્નની આપણા શાસ્ત્રોમાં ના કહી છે.

વીણાવતી—શા માટે ના કહી છે?

લેખા—વિધવા લગ્ન કરે તો પ્રેમની ભાવના ખંડિત થાય.

વીણાવતી—જેના પર મારો પ્રેમ છે તેની સાથે હું લગ્ન કરૂં તો પ્રેમની ભાવના પુષ્ટ થાય કે ખંડિત થાય?

લેખા—પ્રેમનું સ્વરૂપ તો શુદ્ધ છે.

વીણાવતી—મારા પ્રેમમાં કંઈ અશુદ્ધતા છે?

લેખા—આ સ્થિતિ ન આવે માટે મહારાજે કરેલા સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા!

વીણાવતી—મહારાજે શા પ્રયત્ન કરેલા?

લેખા—આ માઠો બનાવ બન્યો તે વખતે તમને એ વાત કોઈએ કહી નહિં, અને, કહે તો તે વખતે તમે સમજો શું? પછી, મહારાજે આજ્ઞા કરી કે તમારી મ્હોટી ઉમર થાય ત્યાં સુધી તમને આ વાત કોઈએ કહેવી જ નહિં. વસતિમાં એવી ગુપ્તતા રાખવી કઠણ તેથી મહારાજે તમને નગર બહારના આ એકાન્ત મહેલમાં મારી સંભાળ નીચે મુકયાં. પછી, મહારાજે ફરી લગ્ન કર્યું, અને, વૈધવ્ય સહન કરવામાં તમને કંઈ કઠણપણું ન લાગે માટે મહારાજે આજ્ઞા કરી કે તમારા સંસ્કાર જ એવા કરવા કે વૈધવ્યની વાત જાણવાની વેળા આવે ત્યારે સંસારના વિષયોમાં તમારૂં ચિત્ત જઈ શકે જ નહિં. તમારા ચિત્ત આગળ પ્રેમનો વિચાર સરખો આવે નહિં એવી રીતે તમને કેલવણી આપવાની મને આજ્ઞા કરી. કોઈ પણ પુરુષ કે સ્ત્રી તમને મળે નહિં એવો બંદોબસ્ત કર્યો. અને, વધારે જાપતા માટે તથા લોકોનું કુતૂહલ અટકાવવા માટે તમારા મરણની ખબર ફેલાવી. અહીં જે થોડા નોકરો છે તે પણ તમે કોણ છો તે જાણતા નથી, અને, અહીંથી બહાર જવાની તેમને આજ્ઞા નથી.

વીણાવતી—આટલા આટલા રોકાણ અને દબાણ છતાં જે પ્રેમ સ્ફુર્યો તેને હવે કયા બલથી પાછો કહાડવો ધાર્યો છે?

**લેખા**—પ્રેમનો પ્રતિબંધ ન થઈ શકે તોપણ લગ્નનો પ્રતિબંધ થઈ શકે છે.

**વીણાવતી**—પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઇષ્ટ છે ? અને, લગ્ન તે લગ્ન કરનારની ઇચ્છાનો વિષય નથી ?

**લેખા**—મહારાજ કદિ એમ બનવા દેશે નહિં.

**વીણાવતી**—લેખા ! હવે તું કાંઈ વૃત્તાન્ત ગુપ્ત રાખી શકે એમ નથી. મહારાજ વિદેહ થયા છે, અને હવે, મારૂં ભવિષ્ય મારે જ ઘડવાનું છે.

**લેખા**—ખરે ! અહીં કોઈનો પગસંચાર થયો છે ?

**વીણાવતી**—પ્રેમે જેને માટે આ વાડીનાં બંધ દ્વાર તોડયાં છે તેનો જ પગસંચાર થયો છે. લેખા ! તું ગભરાઈશ નહિં. હવે બધી જવાબદારી મારે માથે છે.

**લેખા**—પણ, એવા અજાણ્યા પુરુષને મળવું યોગ્ય છે ?

**વીણાવતી**—જેને હૃદયે જાણ્યો તે અજાણ્યો કેમ કહેવાય ?

**લેખા**—હૃદયે જાણ્યો તે તો ઠીક, પણ, એ કોણ છે તેની ખબર નહિં કહાડો ?

**વીણાવતી**—હું તને સર્વ કહીશ. અને, તેના ગુણ તું સાંભળીશ ત્યારે તું પણ તેને જોવા ઉત્કંઠિત થઈશ. હવે હું તારાથી ગુપ્ત રીતે એને નહિં મળું. એ આવશે ત્યારે તને જોડેના ખંડમાં રાખીશ. પણ, અત્યારે તો આપણ બન્ને અસ્વસ્થતા ભુલી જવા સારૂ વાડીમાં જઈ ફુલ વીણીએ.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

---

સ્થળ: વીણાવતીના મહેલ અંદરનો ખંડ.

( વીણાવતી અને જગદીપ સંભાષણ કરતા પ્રવેશ કરે છે. )

**વીણાવતી**—લેખાની એ બધી દલીલ નિષ્ફળ ગઈ ત્યારે એણે મને કહ્યું કે તમે દુઃખી થવાને સરજાયેલાં છો એમ માની લો.

**જગદીપ**—વિધાતા પર કેવો દુષ્ટ આરોપ ! પછી તેં શું કહ્યું ?

**વીણાવતી**—મેં લેખાને પુછ્યું કે આ વાડી બહારનું જગત્ આ વાડી જેવું જ છે કે કાંઈ જુદી જાતનું છે ? એ બોલી કે જગત્ તો બધે એક સરખું જ છે. ત્યારે મેં કહ્યું કે આ વાડીમાં તો હું એકેએક ખુણે ફરી છું અને કોઈ પુષ્પ, પલ્લવ, પશુ કે પક્ષીને દુઃખી થવા સરજાયેલાં દીઠાં નથી.

( હરિગીત. )

કળિયો ફુટીને ખીલતી, જન્મી પતંગો ઊડતાં;
ગતિ આવતાં મૃગશાવકો ક્રીડા કરન્તાં કૂદતાં;
આ વાડીમાં ઉલ્લાસ અર્થે સૃષ્ટિ સઘળી ઉદ્‌ભવે;
હું એકલી સરજાઇ શું દુર્ગતિવિધાને કો નવે ?     ૮૬.

**જગદીપ**—કુદરત તારી આગળ ખરે સ્વરૂપે પ્રકટ થઈ છે. અને, આવી સુન્દર વાડીમાં વર્ષો કાઢયાં છતાં લેખા કુદરતનો મર્મ સમજી નથી તો પ્રેમ કેવો અનાદરણીય છે તે એ કયાંથી જાણે ?

**વીણાવતી**—પ્રેમને લેખા તાપ લાગતાં વરાળ પેઠે ઉડી જનારી વસ્તુ સમજે છે. કશાથી હું ડગી નહિં ત્યારે એણે મને કહ્યું કે તમારા વૈધવ્યની વાત સાંભળતાં એમના પ્રેમનું એક બિન્દુ પણ રહે છે કે કેમ તે જોજો.

**જગદીપ**—એ વચન સાંભળી તને કાંઈ બીક લાગેલી ?

**વીણાવતી**—શાની બીક ?

**જગદીપ**—મારો પ્રેમ ઉડી જતાં ત્યાગ થવાની.

**વીણાવતી** ( આંગળીથી નિર્દેષ કરીને ) —

( શાર્દૂલવિક્રીડિત. )

પેલું સારસ જોડું જે વિચરતું દીસે નદીને તટે,
એમાંની કંઇ વેળ સુધિ સ્થળ આ માદા હતી એકલી;
કાંઈ કાળ વિતે પછીથિ નર ત્યાં આવી મળ્યો એહને;
એને ત્યાગનિ બીક લાગિ નથિ તો લાગે મને શી રિતે ?   ૮૭.

**જગદીપ**—હું એવા વિશ્વાસને પાત્ર છું તેથી પોતાને ધન્ય માનું છું. પરંતુ, સંસારનો માર્ગ સરલ નથી. આપણામાં હાલ વિધવાવિવાહનો પ્રતિબંધ છે, તેથી, આપણે લગ્ન કરીશું તો કદાચ રાજગાદીનો માર્ગ બંધ થઈ જશે, અને, જનસમૂહ આપણી સાથે સંબંધ નહિં રાખે.

**વીણાવતી**—એથી મારા જગદીપના જગદીપ-પણામાં ફેર પડશે ?

**જગદીપ**—

( ઉપજાતિ. )

વીણાતણા પ્રેમથિ જે વિંટાયો,
વીણાતણા સંગથિ જે ઘડાયો;
જેને ન વીણા વિણ યોગ ક્ષેમ,
જુદો બને તે જગદીપ કેમ ? ૮૮.

**વીણાવતી**—તો વીણાને રાજગાદીની કે જનસમૂહના સંબંધની શી દરકાર હોય ?

**જગદીપ**—આપણા સુખની પરિપૂર્ણતા કરવા લગ્નનો દિવસ ઠરાવવાનો તે મારા કનકપુર ગયા પછી ઠરી શકશે. એટલો વિલંબ થશે.

**વીણાવતી**—વિલંબ એટલે વિયોગ !

**જગદીપ**—પ્રેમપન્થના પ્રવાસીઓના ભાથામાં થોડોઘણો વિયોગ આવ્યા વિના રહેતો નથી. અને, તેનો આરમ્ભમાં જ આસ્વાદ કરી લેવો એ સારૂં છે કે પછી મિષ્ટ આસ્વાદ જ બાકી રહે.

**વીણાવતી**—આ વાડી બહારનું જગત્ બહુ વિશાળ છે એમ મેં સાંભળ્યું છે. તો એ જગત્ આવડું મ્હોટું છતાં તે પ્રેમમાંથી વિયોગ નાબુદ કરવાનો કોઈ ઉપાય દર્શાવી શકતું નથી ?

**જગદીપ**—જગત્ તો કોઈ ઉપાય દર્શાવી શકે તેમ નથી. પરંતુ, જગતના જે નિયન્તાએ પ્રેમનું વરદાન આપ્યું છે તેણે આશાનું પણ વરદાન આપ્યું છે, અને, તેવડે વિયોગકાળમાં પ્રેમીઓનાં હૃદય ટકી રહે છે. અને, આપણે ફરી મળીએ ત્યાં સુધી આશાને જ આશ્રયે જીવીશું.

( બન્ને જાય છે. )

# અંક સાતમો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ: વીણાવતીના મહેલથી કનકપુર જવાનો માર્ગ.

( જગદીપ અને દુર્ગેશ વાતો કરતા પ્રવેશ કરે છે. )

**દુર્ગેશ**—એમાં કાંઈ સંદેહનો અવકાશ જ નથી. રાજપુરુષોએ અને પ્રજાના અગ્રેસરોએ સર્વત્ર એ જ ઇચ્છા પ્રદર્શિત કરી છે કે જગદીપદેવ રાજગાદીએ બેસે.

**જગદીપ**—કોઈનો ભિન્ન મત સંભળાયો જ નથી ?

**દુર્ગેશ**—માત્ર એક જ માણસનો ભિન્ન મત જાણવામાં આવ્યો છે. અને, તે માણસ તે બીજું કોઈ નહિં પણ શીતલસિંહ છે !

**જગદીપ**—શીતલસિંહ ! કેવું આશ્ચર્ય ! શીતલસિંહે તો મારો ખરો વૃતાન્ત સવારીની આગલી રાત્રે મારે મ્હોડેથી સાંભળ્યા પછી મને એમ કહેલું કે 'આપ રાજા થવા યોગ્ય છો' અને મને વિનંતિ કરેલી કે 'મને આપના અચલ નિષ્ઠાવાન પરમ ભક્ત તરીકે સ્વીકારશો' !

**દુર્ગેશ**—એ વખતે એનું ચિત્ત ભયથી ઘેરાયેલું હતું, અને, બીજી કોઈ રીતે એને લાભ થવાનો માર્ગ હતો નહિં. પણ, ગાદી પરનો દાવો તમે મોકુફ રાખ્યો તેથી એને એક નવો મહત્ત્વલોભ થયો છે. પોતાના પુત્રને રાણી લીલાવતી પાસે દત્તક લેવડાવી તેને ગાદી અપાવવાની એ ખટપટ કરે છે.

**જગદીપ**—અને, રાણી લીલાવતીની શી ઇચ્છા છે ?

**દુર્ગેશ**—તે હજી જણાયું નથી. પરંતુ, આ મહત્ત્વલોભથી શીતલસિંહનું દુર્બલ ચારિત્ર્ય બહુ ઉપહાસપાત્ર થયું છે. પોતાને તે ભારે ગૌરવવાળો કલ્પવા લાગ્યો છે.

**જગદીપ**—દુર્બલ કે પ્રબલ-કયા ચારિત્ર્યને મહત્ત્વલોભ ઉપહાસપાત્ર નથી બનાવતો ?

( ઉપજાતિ. )

મહત્ત્વલોભે નર મૂર્ખ થાય,
મિથ્યા તરંગો કરિને ફુલાય;
મર્યાદ ભૂલી નિજ યોગ્યતાની
ભરે ફલંગો કંઇ લંગડાતી. ૮૯.
નીચા જનોની કરિ મિત્રતા તે
સાહાય્ય શોધે ઉંચિ સિદ્ધિ માટે;
દમામ પોલો કરિ રાજિ થાય,
પોતે જ પોતાથકિ તે ઠગાય. ૯૦.

**દુર્ગેશ**—શીતલસિંહનાં એ વળખાંથી ચિંતા કરવાનું કારણ નથી. પણ, એક ખરેખરૂં ચિંતાકારણ ઉત્પન્ન થયેલું છે. તમારાં માતા ભયંકર મંદવાડમાં છે.

**જગદીપ**—મારી માતા ! મારી વહાલી માતા ! એને શું થયું છે? મને ઝટ કહો. એ વાત આટલી મોડી કેમ કરો છો ?

**દુર્ગેશ**—તમારા હૃદયને એકદમ સખત આઘાત ન થાય માટે પ્રથમ થોડી વિષમતાની હકીકત કહ્યા પછી આ ભારે વિષમતાની હકીકત કહેવાનું મેં રાખ્યું હતું. તમે દરબાર ભર્યો તે દિવસનાં એ માંદાં થયાં છે.

**જગદીપ**—હું સવારીમાં નિકળ્યો તે વખત તો એને કાંઈ માંદગી નહોતી, અને, એ ઘણા ઉમંગમાં હતી !

**દુર્ગેશ**—તમે રાણી લીલાવતીને ખરી હકીકત કહી એમના આવાસમાંથી નિકળી દરબારમાં આવ્યા તે જ વખતે તમારાં માતા માલણને વેશે રાણી લીલાવતી પાસે ગયાં. બનેલી હકીકત એમને માલમ નહિં તે પ્રકટ કરી રાણી લીલાવતીએ એમનો તિરસ્કાર કર્યો, તેથી, બે વચ્ચે કલહ થયો, અને, અંતે તમારાં માતા બેભાન થઈ ગયાં.

**જગદીપ**—હું એક સ્થળે આઘાત બચાવવા ગયો ત્યારે બીજે સ્થળે આઘાત થઈ બેઠો ! મનુષ્યની યોજનાશક્તિ કેટલી પરિમિત છે ! ત્યાં તો મારી માતાની સંભાળ લેનાર પણ કોઈ નહિં હોય !

**દુર્ગેશ**—સાવિત્રીદેવી અને કમલા ત્યાં હતાં.

જગદીપ—મેં જ તેમને રાણી પાસે મોકલ્યાં હતાં; પણ, રાણીને આશ્વાસનની જરૂર પડશે એમ ધારીને.

દુર્ગેશ—રાણીને પણ આશ્વાસનની જરૂર હતી. અને એ રીતે, સુભાગ્યે એ બે ત્યાં હોવાથી આપનાં માતાની પણ સારવાર થઈ. સાવિત્રીદેવીની આજ્ઞાથી કમલા અને મંજરીએ એમને સાવધ કરી ઘેર મોકલ્યાં.

જગદીપ—ત્યારથી એનો મંદવાડ ચાલુ જ છે ?

દુર્ગેશ—પછી દરબારમાં તમે જે કહ્યું અને કર્યું તે એમના જાણવામાં આવ્યું એટલે એમનું હૃદય છેક ભાગી ગયું, અને, મંદવાડ બહુ વધી ગયો.

જગદીપ—એ ક્યાં રુદ્રનાથમાં છે ?

દુર્ગેશ—ના, કિસલવાડીમાં છે.

જગદીપ—એની પાસે કોઈ નહિં હોય !

દુર્ગેશ—દરબાર પછી હું તમારી ખોળમાં નિકળ્યો તે પછી કમલા એમની પાસે ગઈ અને આપણા વચ્ચેની મૈત્રીની હકીકત કહી ચાકરી કરવાની અનુજ્ઞા માગી. ત્યારથી કમલા એમની માવજત કરે છે.

જગદીપ—કમલાદેવીનો હું કેવો આભારી થયો છું ! પરંતુ, તમે જઈને મને તરત ખબર કેમ ન મોકલાવી ?

દુર્ગેશ—તમારાં માતાએ જ ના કહી. ગાદીનો નિર્ણય થતા સુધી દૂર રહેવા તમે પંદર દિવસની અવધિ ઠરાવી છે તે તમે પાળી શકો માટે તે પહેલાં તમારે ન આવવું એવી ઇચ્છા તેમણે દર્શાવી.

જગદીપ—મને ગાદી અપાવવા માટે જ એણે બીચારીએ આ બધું કર્યું છે અને ખમ્યું છે. માતા વિના એવું કોણ કરે ? માતૃત્વની ઘટના પ્રાણીઓને કેવી વરદાનરૂપ પ્રાપ્ત થઈ છે ! એ ઘટનામાં પ્રાણીઓના હૃદયનો ઉલ્લાસ કેવો અદ્‌ભુત રીતે સમાયો છે !

( અનુષ્ટુપ. )

માતૃત્વ પ્રભુએ સર્જી ઉપજાવ્યો મિઠો ઝરો;
કૃતજ્ઞતા, દયા, સ્નેહ સિંચાતા નહિં તે વિના. ૯૧.

**દુર્ગેશ**—પશુઓ અને પક્ષીઓ જન્મ પછી થોડો કાલ જ માતૃત્વની કદર પિછાને છે, પણ, મનુષ્યો તે કદર કાયમની પિછાને છે. એમાં જ ખરે! મનુષ્યજાતિ અને બીજાં પ્રાણીઓ વચ્ચેના ભેદનો આરંભ થાય છે. એ માતૃત્વની કદરથી જ મનુષ્ય કુટુમ્બ અને સમાજના ઉચ્ચ સાંસારિક બંધારણ તરફ વળે છે.

**જગદીપ**—અત્યારે તો એ સાંસારિક બંધારણમાં મને દુઃખભરી અને વિસંવાદી દ્વિવિધતા જણાય છે.

( પ્રિયંવદા. )

પ્રણયના મધુર રંગની પિંછી
હૃદયના પટ પરે ફરંતિ જ્યાં,
સળગતો પ્રબળ અગ્નિ કષ્ટનો
નિકટ એ પટ પુઠે અદૃષ્ટ ત્યાં. ૯૨.

એ સુખ ખરૂં કે એ દુઃખ ખરૂં?

**દુર્ગેશ**—એ બન્ને ખરાં છે, અને, એ બન્નેથી જ સાંસારિક બંધારણની ઉચ્ચતા ઘડાય છે અને સંવાદી થાય છે.

**જગદીપ**—સુખદુઃખનો સંવાદ હોય કે ન હોય, પણ, અત્યારે બિનશરતે દુઃખાગ્નિમાં પ્રવેશ કરવા હું તૈયાર છું. મારી વ્યાધિગ્રસ્ત માતા પાસે મને ત્વરાથી લઈ ચાલો.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

---

સ્થળ: કિસલવાડીમાંનું ઘર.

( ખાટલા પર મ્હોટે તકીએ અઢેલીને બેઠેલી અમૃતદેવી અને ખાટલા પાસે આસને બેઠેલાં જગદીપ, દુર્ગેશ અને કમલા પ્રવેશ કરે છે. )

**અમૃતદેવી**—કમલાએ જેવી મારી ચાકરી કરી છે તેવી જગદીપ! તારાથી પણ ન થાત. ઇશ્વરે મને કમલા જેવી એક પુત્રી આપી હોત તો મારા હૃદયને કેવો વિસામો મળત! પણ હું એક પુત્રને સુખી કરી

શકી નથી તે એ સંતાનને તો કેવાં એ દુઃખમાં મુકત !

**જગદીપ**—મને સુખી કરવા તેં કયો પ્રયત્ન બાકી રાખ્યો ? અને તેમ છતાં, હું સુખી ન થાઉં તો મારી જ સુખ પામવાની અશક્તિ.

**અમૃતદેવી**—પણ, મારો કયો પ્રયત્ન સફળ થયો કે તને સુખ પામવાનો વખત આવે ?

**જગદીપ**—પ્રયત્ન સફળ થવાની જરૂર છે ? મારી માતાએ મને સુખી કરવા પ્રયત્ન કર્યા છે એ વાત જ પરમ સુખ ઉદ્‌ભૂત કરવાને સમર્થ નથી ?

**અમૃતદેવી**—જગદીપ ! તને એટલું સુખસાધન પ્રાપ્ત થયું છે તો મારા અન્ત પહેલાં એટલો મને સંતોષ થયો. બીજા કોઈ પણ સંતોષ વિના મારે મરવાનું છે ! પ્રભુ ! જેવી તારી ઇચ્છા ! ( તકીઆ પર માથું ફેરવી નાખે છે. )

**કમલા**—બા સાહેબ ! આવા સંતાપથી આપની તબીયત બગડી છે, અને, વધારે બગડે છે. વૈદ્યરાજે તો આટલું બધું બોલવાની પણ ના કહી છે.

**અમૃતદેવી** ( માથું પાછું ફેરવીને )—જે શરીર સુધરવાનું નથી તે વહેલું બગડે કે મોડું બગડે એમાં શો ફેર છે ?

**જગદીપ**—મા ! તું તારા મનને નિરાશાથી કેમ ઘેરાવા દે છે ? તારા આશાવન્તપણામાં આખા યુગને પ્રોત્સાહિત કરવાનું સામર્થ્ય હતું તે ક્યાં ગયું ?

**અમૃતદેવી**—કચરાઈ ગયું, છુંદાઈ ગયું. હવે મને સમજાયું છે કે

( અનુષ્ટુપ. )

આવે કાલતણો ભાર એવો સપ્ત અસહ્ય કે<br>
આશાવન્તનું સામર્થ્ય ટકે એક જ સત્ત્વથી. ૯૩.

પણ, એ સામર્થ્ય ભાગી ગયા પછી એ સત્ત્વનું ભાન થયું તે શા કામનું ?

**દુર્ગેશ**—બા સાહેબ ! પ્રશ્ન પુછું તે ક્ષમા કરશો. એ સત્ત્વ તે કયું ?

**અમૃતદેવી**—ઇશ્વરશ્રદ્ધા.

**કમલા**—ઇશ્વરશ્રદ્ધાની આપનામાં શી ન્યૂનતા છે ?

**અમૃતદેવી**—કમલા ! તને આ મંદવાડ વખતનો જ મારો પરિચય છે. પણ,—હા ! મનુષ્યોની સ્મૃતિઓ પર થોડે થોડે અન્તરે પ્રલય ફરી વળતો હોય તો કેવું !

**જગદીપ**—માનવસ્મૃતિઓમાં ડુબાડી દેવા કરતાં તરતું રાખવા જેવું ઘણું વધારે હોય છે.

**અમૃતદેવી**—એકંદરે સરવાળે તેમ હશે. પરંતુ, પર્વતરાયનું મૃત્યુ થયું તે દુર્ભાગ્ય દિવસના મારા સંકલ્પોની સ્મૃતિ તરતી રહી ન હોત તો મારા અન્તસમયની વેદના કેટલી ઓછી થાત !

**જગદીપ**—મેં એ સંકલ્પોમાં સામીલ થઈ તારી અડધી જવાબદારી મારે માથે લીધી છે.

**અમૃતદેવી**—મારા અધર્મ્ય સંકલ્પોમાં તને સામીલ કરવાથી મારી જવાબદારી અડધી થયેલી લાગતી નથી, પણ, બેવડી થયેલી લાગે છે.

**જગદીપ**—ગમે તેમ હોય, પણ, ભૂત કાળ બદલાય તેમ નથી.

**અમૃતદેવી**—તેથી જ સ્મૃતિઓનો હુમલો હું પાછો હઠાવી શકતી નથી.

**કમલા**—ભૂત કાળની સ્મૃતિઓને પડતી મુકી ભવિષ્ય કાળની આશાઓનું મનન કેમ ન કરવું ?

**અમૃતદેવી**—એવો વિશ્લેષ થઈ શકતો હોય તોપણ કયી આશાઓનું હું મનન કરૂં ?

**કમલા**—જગદીપદેવના રાજ્યારોહણની આશાઓનું.

**દુર્ગેશ**—અને, એ માત્ર આશાનો વિષય નથી. જગદીપદેવ ગાદીએ બેસશે એ નિશ્ચય છે.

**જગદીપ**—શીતલસિંહ પોતાના પુત્રને દત્તક નહિં લેવડાવી શકે ?

**દુર્ગેશ**—ભગવન્ત આજ સવારે જ કહેતા હતા કે શીતલસિંહ કદી ફાવવાનો નથી.

**અમૃતદેવી**—શીતલસિંહનું ગજું કેટલું ! એક કુદકો માર્યા પછી બીજો કુદકો તો શું, પણ, બીજું ડગલું ભરવાની એનામાં ગતિ નથી. મને એની બીક નથી.

**જગદીપ**—ત્યારે શાની બીક છે ?

**અમૃતદેવી**—લીલાવતીનાં વચન ખરાં પડવાની. એણે મારો તિરસ્કાર કરી મને કહ્યું હતું કે ' તું મરતા સુધી માલણ જ રહેવાની છે. ' મારૂં મરણ આણવાની કે મને માલણ રાખવાની લીલાવતીની સત્તા નથી. પણ, એ વચન સાંભળ્યાં તે જ વેળા મને ભાન થયું કે એ શિક્ષા મને ઘટે છે, અને, તે ક્ષણથી મારૂં હૃદય ભાગી ગયું છે અને મારી આશાઓ શૂન્ય થઈ ગઈ છે.

**દુર્ગેશ**—જગદીપદેવને ગાદીએ બેઠેલા જોશો એટલે આપ રાજમાતા થશો અને રાણી લીલાવતીનાં વચન ખોટાં પડશે.

**અમૃતદેવી**—જગદીપ ગાદીએ બેસશે કે કેમ એ કલ્પના કરવી મેં મુકી દીધી છે. એવો દિવસ હું જોવાની નથી એમ મારૂં અન્તઃકરણ સાક્ષી પુરે છે.

**જગદીપ**—મા ! મારી મા ! તારો સન્તાપ મને આપ; અને, મારી જે કાંઈ શાન્તિ છે તે તું લઈ લે.

**અમૃતદેવી**—એ અશક્ય છે. શી રીતે અદલોબદલો થાય ! જે કારણોથી મને સન્તાપ થયો છે, અને, જે કારણોથી તને શાન્તિ પ્રાપ્ત થઈ છે તે તો થયાં અને ગયાં. તેની આપલે કેમ થાય ?

**જગદીપ**—એવો આપણા બે વચ્ચે શો ફેર પડી ગયો છે ?

**અમૃતદેવી**—મારી આજ્ઞાથી તેં મારા અધર્મ્ય સંકલ્પો ગ્રહણ કર્યા, પણ, તું આગળ જતાં અટકયો; અને, હું એ માર્ગે આગળ ને આગળ ચાલી, એ જ ફેર. પરન્તુ, એ પરિતાપની કથા હવે પડતી મુકો.

**જગદીપ**—તને કાંઈ આનન્દ થાય એવી કથા હું કહું.

**અમૃતદેવી**—હવે આ જીર્ણ કલેવરમાં આનન્દનો ઉદય થઈ શકે તેમ નથી. ભાગેલું હૃદયું આ લોકમાં ફરી સંધાતું નથી, પરંતુ, તને આનન્દ થતો હશે તો તે જોઈ મને સંતોષ થશે.

**જગદીપ**—મારા જીવનની સહચારણી મને મળી આવી છે.

**અમૃતદેવી**—સુખી થજો.

**જગદીપ**—તને જિજ્ઞાસા થતી જણાતી નથી, તોપણ કહું છું કે જેનો પાણિ-ગ્રહણ કરી હું ધન્ય થવાનો છું તે પર્વતરાયની પુત્રી વીણાવતી છે.

**કમલા**—પર્વતરાયનાં પુત્રી વીણાવતી તો બાલ્યાવસ્થામાં વિધવા થઈને ગુજરી ગયાં છે !

**જગદીપ**—ગુજરી ગયાં છે એ વાત ખોટી છે. વિધવા થયેલાં એ વાત ખરી. પણ, એ વૈધવ્યમાં અન્યાય અને ક્રૂરતા હતાં. અને, લગ્નથી એ અન્યાય અને ક્રૂરતા દૂર થતાં હોય અને પ્રેમનો ઉલ્લાસ થતો હોય તો તે કર્ત્તવ્ય નથી ?

**અમૃતદેવી**—પુત્ર ! તને એ કર્ત્તવ્ય લાગતું હોય તો બેશક કરજે. મારી સહાયતા વિના હવે તારે કર્ત્તવ્યનિર્ણય કરવાનો છે. અને, જ્યાં તને કર્ત્તવ્યપ્રતીતિ થઈ, ત્યાં તે પાર પાડવા સારૂ તારામાં આત્મબળની ખામી નહિં જણાય એવી મારી ખાતરી છે. હવે, ઐહિક વિષયોમાંથી મારૂં મન ખસેડી લેતા પહેલાં એક વાત મારે કહેવાની છે. તે કહેવી રહી ન જાય તે માટે મને ઘણી ઉત્સુકતા છે.

**દુર્ગેશ**—હું અને કમલા બહાર જઈએ ?

**અમૃતદેવી**—ના. મારાં વચન તમારે પણ સાંભળવા સરખાં છે. અને, જે એક વેળા જાલકા હતી તે એ વચન કહી ગઈ છે એમ જગત્ ન માને તો તમે સાક્ષી પુરવા લાગજો. ( ટટાર બેસીને ) જગદીપ ! તને પર્વતરાય બનાવવાની યોજના મેં કરી તે દિવસે એ છલની શિક્ષા ભોગવવાનું મેં માથે લીધું હતું, અને, મારા આગ્રહ ઉપરથી તેં પણ તેમ કર્યું હતું, પરંતુ, હવે મને ભાન થયું છે કે ઇશ્વરનું નીતિવિધાન તો એવું છે કે મનુષ્યે છલ ન કરવું અને છલની શિક્ષા વહોરી ન લેવી. અનીતિની શિક્ષાને પાત્ર થવાનું કબુલ કરી અનીતિ કરવી એ નીતિવ્યવસ્થા નથી, એ મનુષ્યધર્મ નથી.

( ઉપજાતિ. )

નીતિવ્યવસ્થા કરિ ઇશ્વરે જે,<br>
છે માત્ર તેને અનુકૂલ વિશ્વ;<br>
નવી વ્યવસ્થા કરવાનિ શક્તિ<br>
નથી મનુષ્યત્વ વિશે રહેલી. ૯૪.

**જગદીપ**—અને, વિશ્વની નીતિવ્યવસ્થા સામે ઝમઝવાનો પ્રયત્ન વ્યર્થ જતાં હું તારા પ્રત્યેના પ્રેમમાં ન્યૂન રહ્યો તે ક્ષમા કરજે.

**અમૃતદેવી**—એમાં તારો શો અપરાધ હતો ?

( અનુષ્ટુપ્. )

વિરોધી સત્યનો એવો પ્રેમ વિશ્વે અશક્ય છે;
જ્યાં સત્ય ત્યાં જ છે પ્રેમ, જ્યાં પ્રેમ ત્યાં જ સત્ય છે. ૯૫.

( આઘે નજર કરતાં વિહ્વલ થઈને ) અરે ! આ બારીમાંથી એ કારમી જગા દેખાય છે એ તો હું આજ આમ બેઠી થઈ ત્યારે ખબર પડી !

**જગદીપ**—કયી જગા ?

**અમૃતદેવી** ( ભયભીત ચહેરે આંગળીથી બતાવીને)—તે જ જગા, જગદીપ ! તે જ જગા. ( તકીયા પર પડીને ) તે જ એ જગા છે કે જ્યાં પર્વતરાયનું શબ દાટયું છે. દાટતી વેળા એના હૃદયમાં ચોંટેલું બાણ મેં ખેંચી કહાડયું હતું. પણ, મારા હૃદયમાં ચોંટેલું બાણ કોણ ખેંચી કાઢશે ? મને અહીંથી લઈ જાઓ. આ ખંડમાં હું સુઈ નહિં શકું. કૃપાલુ પ્રભુ ! કદાચ તારા શાન્તિધામમાં કોઈ ખંડ—( બેભાન થઈ જાય છે. )

( જગદીપ, દુર્ગેશ અને કમલા અમૃતદેવીનો ખાટલો ઉંચકીને લઈ જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

---

સ્થળ: શીતલસિંહનું ઘર.

( શીતલસિંહ વિચારમાં ફરતો પ્રવેશ કરે છે. )

**શીતલસિંહ** ( સ્વગત )—મને જે મ્હોટી બીક હતી તે તો પતી ગઈ. એ બાલકાનો બુદ્ધિપ્રભાવ એવો હતો કે મારી બધી યુક્તિઓને તે ઉંધી વાળી નાખત. પણ, એ તો આ દુનિયામાંથી ગઈ એટલે એક નિરાંત થઈ. પણ, એમાં મારા કાર્યની સિદ્ધિ આગળ શી રીતે વધી ?

( નોકર પ્રવેશ કરે છે. )

**નોકર**—જી, બારણે કોઈ બ્રાહ્મણ આવ્યો છે તે કહે છે કે આપને મળવું છે.

**શીતલસિંહ**—કોણ છે ?

**નોકર**—ડોસો છે ને મ્હોટી દહાડી છે.

**શીતલસિંહ**—શું કામ છે તે કહે છે ?

**નોકર**—કહે છે કે કાશી જાઉં છું ને વાટમાં ખરચી ખુટી છે માટે મદદ માગવા આવ્યો છું.

**શીતલસિંહ**—એને અહીં મોકલ, અને, એ જાય ત્યાં સુધી તું ઓટલે બેસજે.

( નોકર જાય છે. )

**શીતલસિંહ**—સંજ્ઞા તો મળી. પણ, વખતે બીજું કોઈ એ સંજ્ઞા જાણી ગયું હોય, અને, તેનો ઉપયોગ કરી મને છેતરવા આવ્યું હોય તો ? એમ હોય તો તો વસમું થાય. જોઉં છું. હું એકદમ વાત નહિ છેડું તો.

( લાંબા છુટા કેશ અને લાંબી દહાડીવાળો, કામળી ઓઢેલી, અને હાથમાં લાકડી લીધેલી, એવો બ્રાહ્મણ પ્રવેશ કરે છે. )

**બ્રાહ્મણ**—જજમાન, રાજા કલ્યાણ થાઓ.

( ચોપાઈ. )

મનના સઘળા ફળજો કામ,
માગ્યા પૂરા મળજો દામ;
ગાદીવારસ ઉગજો કુખે,
દિકરા દિકરી પરણો સુખે. ૯૬.

**શીતલસિંહ** ( સ્વગત )—નિશાની તો એ જ. ( મ્હોટેથી ) આવો મહારાજ ! તમે કોણ છો ?

**બ્રાહ્મણ**—કોણ છું તે ખબર ના પડી ? ( બારણું અંદરથી બંધ કરીને સાંકળ વાસે છે, અને, ખોટા કેશ ને ખોટી દહાડી કાઢી નાંખે છે, કામળી ને લાકડી ફેંકી દે છે, અને, સ્ત્રીને વેશે પ્રકટ થાય છે. ) ખરે ! સંજ્ઞા કહ્યા છતાંએ તમે મને ના ઓળખી ?

**શીતલસિંહ**—મંજરી ! સંજ્ઞા તો મેં પારખી. પણ, મને એમ થયું કે વખતે બીજું કોઈ સંજ્ઞા જાણી ગયું હોય, અને, તે હોય તો ?

**મંજરી**—થોડા વખતમાં ઘણું કરવાનું. અને, તેમાં આમ બીતા અને અચકાતા ફરશો તો કામ કેમ પાર પાડશો ?

**શીતલસિંહ**—કામ એવું જોખમનું છે કે આખરે ફાવીએ નહિં તો માર્યાં જવાનો વખત આવે. પણ, તારી હિમ્મત જોઉં છું ત્યારે કોઈ કોઇ વાર મને પણ હિમ્મત આવે છે. વારૂ હવે કહેઃ લીલાવતી રાણી સાહેબ આગળ દત્તક લેવાની વાત બીજા કોઈ પાસે કરાવવાનું તારાથી બન્યું છે કે નથી બન્યું ?

**મંજરી**—જેને પુછું છું તે કહે છે કે મારાથી એ નહિં બને.

**શીતલસિંહ**—એનું શું કારણ ?

**મંજરી**—સહુ જાણે છે કે ભગવન્ત આ દત્તવિધાનની વિરુદ્ધ છે.

**શીતલસિંહ**—ભગવન્ત વિરુદ્ધ હોય તેથી શું થઈ ગયું ? રાણી સાહેબ પોતાની ઇચ્છાથી દત્તક લેવા મુખત્યાર છે.

**મંજરી**—મુખત્યાર તો છે; પણ, હવે તો રાણી સાહેબને ભગવન્ત પર એવી શ્રદ્ધા બેસી ગઈ છે કે એમને પુછ્યા વિના સ્વપ્નાવસ્થામાં પણ પગલું ન ભરે.

**શીતલસિંહ**—પહેલાં તો રાણી સાહેબ ભગવન્તથી કાંઇક નારાજ રહેતાં !

**મંજરી**—પણ, જાલકા સાથે તકરાર થઈ અને રાણી સાહેબની તબીયત બગડી ત્યારે શ્રીમતી પાસે હતાં, અને, તેમના આશ્વાસનથી એવી શાન્તિ મળી કે રાણી સાહેબ તેમને ઘડીઘડી બોલાવવા લાગ્યાં. અને, રાણી સાહેબનો મંદવાડ વધ્યો ને રાજનો મામલો ગુંચવાયો તેમ શ્રીમતી સાથે ભગવન્તને પણ રાણી સાહેબ સલાહ માટે બોલાવવા લાગ્યાં. અને એ રીતે, તેમના તરફ બહુ આદરભાવ થયો.

**શીતલસિંહ**—તેં પોતે રાણી સાહેબને મ્હોડે ફરી દત્તકની વાત છેડી હતી ?

**મંજરી**—છેડી હતી. પણ, બહુ ગુસ્સે થાય છે, અને, એ વિશે એક અક્ષર પણ સાંભળવાની ના પાડે છે. મંદવાડમાં બેચેની વધે એ બીકે વધારે કહેવાતું નથી.

**શીતલસિંહ**—ભગવન્ત શાથી દત્તવિધાનની વિરુદ્ધ છે ?

**મંજરી**—એમને અને શ્રીમતીને કોણ જાણે શાથી જગદીપ પ્રત્યે બહુ માન-વૃત્તિ બંધાયેલી છે. એ જ ગાદીને લાયક છે એમ એ બન્ને માને છે.

**શીતલસિંહ**—પુષ્પસેનની કંઈ સમજણ પડી ?

**મંજરી**—સમજણ શી પડવાની હતી ? દુર્ગેશ અને જગદીપ વચ્ચે ગાઢી મૈત્રી છે. અને, જ્યાં કમલાદેવી ત્યાં પુષ્પસેન. પુષ્પસેન કદાચ તટસ્થ રહેવા ઇચ્છા કરે, તોપણ, કમલાદેવીનો પ્રભાવ જેવો તેવો છે ?

**શીતલસિંહ**—સૈન્યની મદદ વગર તો દત્તવિધાન થયા પછી પણ આપણે નિષ્ફળ થઈએ.

**મંજરી**—પણ, રાણી સાહેબ દત્તક લે તો પર્વતરાય મહારાજનો દત્તકપુત્ર ગાદીએ કેમ ન આવે એ ગુંચવણ ઉભી થાય ખરી. મારે બ્રાહ્મણ જમાડવો છે એમ કહી વંજુલને મેં મારી પાસે બોલાવ્યો હતો. એને વાતમાં નાખતાં એ બોલી ગયો કે જગદીપ પોતે એમ કહે છે કે 'લીલાવતી રાણીને દત્તક લેવાનો હક છે, અને, એ દત્તક લે તો દત્તકપુત્ર પર્વતરાયનો વારસ ગણાય એની ના ન કહેવાય' એ પ્રશ્નનો નિર્ણય થતા સુધી પોતાના રાજ્યાભિષેકની જગદીપ ના પાડે છે.

**શીતલસિંહ**—જગદીપ ભણ્યો છે પણ ગણ્યો નથી અને ન્યાયનું પુતળું છે એટલો આપણને ફાયદો છે.

( બહારથી કોઈ બારણું ઠોકે છે. )

**શીતલસિંહ** ( ગભરાઈને )—એ શું ! કોણ આવ્યું હશે ? એણે બારણે રહી આપણી વાત સાંભળી હશે ?

**મંજરી**—રાજાના બાપ થવું હોય તો જરા કઠણ થવું પડે. ( બ્રાહ્મણનો વેશ ફરી ધારણ કરીને ) હવે બારણું ઉઘાડો.

( શીતલસિંહ બારણું ઉઘાડે છે એટલે નોકર પ્રવેશ કરે છે. )

**શીતલસિંહ** ( ગુસ્સે થઈને )—મેં તને ઓટલે બેસી રહેવાનું નહોતું કહ્યું ?

**નોકર**—જી, હા. પણ આ મહારાજનો કોઈ સાથી દોડતો આવ્યો છે તે કહે છે કે આપણે ઉતર્યા છીએ તે ધરમશાળામાં આગ લાગી છે માટે એકદમ ચાલો. એ બહુ આકળો થયો એટલે હું કહેવા આવ્યો.

**મંજરી**—એને અહીં મોકલ ભાઈ.

**શીતલસિંહ**—અને, તું પાછો ઓટલે બેસ.

( નોકર જાય છે. )

**શીતલસિંહ**—એ તારો સાથી અહીં આવશે તો કંઈ અટકળ કરશે ને બીજાને વાત કરશે તો ભરમ ફુટી જશે. આગ લાગી છે ત્યાં તારે જવું હોય તો જા.

**મંજરી**—એ મારો સાથી એ નથી અને આગ એ નથી લાગી. પૂર્વમંડળની સરહદ પાસેના રાજાને સૈન્યની મદદ માટે પુછાવવા આપણે દૂત મોકલ્યો હતો તે આજે આવે એમ વકી હતી, તેથી, હું મારા વિશ્વાસુ માણસને કહેતી આવી હતી કે મારા ગયા પછી એ આવે તો આગની સંજ્ઞા આપી એને અહીં મોકલજે. હું બ્રાહ્મણને વેશે હઇશ તે પણ એને કહ્યું છે.

( દૂત પ્રવેશ કરે છે અને મંજરીના હાથમાં કાગળ આપે છે. )

**મંજરી** ( કાગળ વાંચીને )—તું જા. આપણો સામાન કહાડી લીધો છે તે બસ છે. ધરમશાળા છો બળી જતી.

( દૂત જાય છે. )

**મંજરી**—કાગળમાં લખ્યું છે કે એ રાજા સૈન્ય મોકલવા ખુશી છે, પણ, એવી શરત કરે છે કે એને એક કરોડ દામ આપવા અને પૂર્વમંડળનો આખો પ્રદેશ આપી દેવો.

**શીતલસિંહ**—એક કરોડ દામ તો મારઝુડ કરી લોકો પાસે ઉઘરાવીને આપીએ, પણ, પૂર્વમંડળ આપી દેતાં તો મારા પુત્રને મળવાની ગાદી નહાની થઈ જાય.

**મંજરી**—ગાદી મળવાના જ વાંધા છે ત્યાં નહાની મ્હોટી ક્યાં કરો છો ?

**શીતલસિંહ**—તને ઠીક લાગતું હોય તો હું ના કહી શકવાનો છું ?

**મંજરી**—સૈન્યની મદદનું તો આમ નક્કી થયું. દત્તવિધાન થાય તો પછી તરત સૈન્ય બોલાવાય. માટે, ગમે તેમ કરી દત્તવિધાનનું નક્કી કરવાનો માર્ગ લેવો જોઈએ.

**શીતલસિંહ**—રાણી સાહેબ હઠ લઈને બેસે ત્યાં શો ઉપાય ?

**મંજરી**—મેં એક ઉપાય શોધી કહાડયો છે. રાણી લીલાવતીના પીએરનો પુરોહિત અત્રે આવેલો છે. એના પર રાણી સાહેબની કૃપા છે. એ પુરોહિતને દાન દક્ષિણાથી રાજી કરી તમે એની મારફત રાણી સાહેબ પાસે એટલું કબુલ કરાવો કે એની રૂબરૂ રાણી સાહેબ એક વાર તમારી મુલાકાત લે.

**શીતલસિંહ**—અને, એવી મુલાકાત થાય તો તે વખતે શું કરવું ?

**મંજરી**—તમે અને પુરોહિત રાણી સાહેબને બે વાત આગ્રહ કરીને કહેજો. એક તો એમ કહેજો કે જાલકાએ રાણી સાહેબ તરફ આવો દગો કરેલો અને આવો દુરાચાર કરવા ધારેલો તેનો પુત્ર ગાદીએ બેસે ? અને, બીજું એમ કહેજો કે જગદીપ વીણાવતી સાથે લગ્ન કરવા તૈયાર થયો છે; ક્ષત્રિયમાં વિધવા ફરી પરણે અને તે વળી ગુજરાતના રાજાની પુત્રી–તે તો ભારે અનર્થ થાય; અને, એવો અનર્થ કરનાર અને પર્વતરાયના કુલને કલંક લગાડનાર ગુજરાતની ગાદીએ બેસે ?

**શીતલસિંહ**—તારા જેવી વાચાલતાથી કહેતાં મને આવડે તો તો રાણીનું મન જરૂર ફરે અને મારો પુત્ર ગુજરાતની ગાદીએ આવે.

**મંજરી**—અને, મને પાંચ લાખ દામ મળે, અને, મારી પુત્રી તમારા પુત્ર સાથે પરણી ગુજરાતની રાણી થાય, એ આપણો કરાર ભુલવાનો નથી.

**શીતલસિંહ**—એ ભુલું ત્યારે તો શ્વાસોચ્છ્વાસ લેવાનું ના ભુલું ?

**મંજરી**—હવે શ્વાસોચ્છ્વાસ જલદી ચલાવી તમે પુરોહિત પાસે જાઓ. હું ફરી આવીશ ત્યારે અત્તર વેચનારને વેશે આવીશ, અને, બહારથી માણસ જોડે અત્તરનાં ત્રણ પુમડાં મોકલાવીશ. વળી, છેવટે એક ઉપાય તો છે જ. આવો તમારા કાનમાં કહું.

( શીતલસિંહના કાનમાં મંજરી વાત કહે છે. શીતલસિંહ ચમકે છે. મંજરી આંગળી ઉંચી કરી તેને ચુપ રહેવા નિશાની કરે છે. )

( બન્ને જાય છે. )

---

# પ્રવેશ ૪ થો.

---

સ્થળ: દુર્ગેશનું ઘર.

( જગદીપ, દુર્ગેશ અને કમલા વાતો કરતા બેઠેલા પ્રવેશ કરે છે. )

**દુર્ગેશ**—શીતલસિંહની ખટપટ વધતી જાય છે. ભગવન્ત કહેતા હતા કે શીતલસિંહ અને મંજરીની મદદે આવવા પૂર્વની સરહદ પરના રાજાએ લશ્કર એકઠું કરવા માંડ્યું છે. તેણે પૂર્વમંડળના આપણા મંડળેશને ફોડી પોતાના લશ્કરને માર્ગ મળવાની ગોઠવણ કરવા પ્રયત્ન કર્યો તે તો નિષ્ફળ ગયો. ભગવન્તને લીધે સર્વ અધિકારીઓ રાજભક્તિમાં દૃઢ રહ્યા છે.

**કમલા**—હવે ગુજરાતના વહાણનું સુકાન ફક્ત રાણી લીલાવતીના હાથમાં છે. પણ, શ્રીમતીને એ વિશે લેશમાત્ર ચિન્તા નથી.

**દુર્ગેશ**—લીલાવતી રાણીના પીએરનો પુરોહિત આવેલો છે તેણે શીતલસિંહને રાણી સાહેબ રૂબરૂ લાવવાની અનુજ્ઞા માગેલી તેની રાણી સાહેબે ના પાડેલી, પણ, ભગવન્તે સલાહ આપી છે કે એમની મુલાકાત લેવી અને એ લોકો કહે તે બધું સાંભળવું. એ લોકો વિધવાવિવાહની અનિષ્ટતા રાણી સાહેબના મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરવાના છે.

**જગદીપ**—એક રાજપુરુષે મિત્રભાવે મને કહ્યું કે 'આ વિધવાવિવાહની વાત પડતી મુકો તો અડધી ખટપટ શમી જાય. ગુજરાતના રાજાને કન્યાની ખોટ નહિં પડે.' મેં ઉત્તર દીધો કે 'ગુજરાતનું તો શું પણ આખી પૃથ્વીનું રાજ્ય મળતું હોય તોપણ તે માટે જગદીપ વીણાવતીનો ત્યાગ કરે તેમ નથી. '

**દુર્ગેશ**—ભગવન્ત આગળ કોઈએ એમ કહ્યું કે ' હાલ જગદીપદેવ એમ પ્રકટ કરે કે "હું વીણાવતી સાથે લગ્ન કરવાનો નથી " તો શું? ગાદીએ બેઠા પછી એમને એ લગ્ન કરવું હોય તો કોણ અટકાવનાર છે ? '

**જગદીપ**—એવા અસત્યવાદીને ગુજરાતની ગાદી પણ ન ઘટે અને વીણાવતીનો હસ્ત પણ ન ઘટે. ભગવન્તે શું કહ્યું ?

**દુર્ગેશ**—ભગવન્તે ઉત્તર દીધો કે 'જગદીપદેવના ઉદાત્ત વીરત્વનો તમને ખ્યાલ નથી તેથી આવી સૂચના કરો છો. ભવિષ્યના ગુર્જરનરેશ કદી કાયરપણું દાખવે કે ઉન્નત પથથી એક પગલું આડું ભરે એવી કલ્પના પણ ન કરશો.'

**કમલા**—એવા ઉદાત્ત વીરત્વની ભાવનાનું રાજ્ય સ્થપાશે ત્યારે જ ગુર્જર ભૂમિની સ્ત્રીઓની અવદશા દૂર થશે. ત્યારે જ પ્રજાને સાક્ષાત્કાર થશે કે સ્ત્રીની કિંમત તે માત્ર પુરુષના સાધન તરીકે નથી, પણ,

( શિખરિણી. )

પ્રતિષ્ઠા સ્ત્રીકેરી સકલ રહિ છે સ્ત્રીત્વનિ મહીં;
વસ્યું તેને સ્ત્રીત્વે પુરુષ સરખું માનવપણું;
ઘડી જે મર્યાદા વિષયમય ભાવે.થિ પુરુષે
નથી તેથી સ્ત્રીની પદવિ કદિ મર્યાદિત થતી. ૯૭.

એ સાક્ષાત્કાર થશે ત્યારે એમ કહેનારા નહિં નિકળે કે વીણાવતી-દેવીએ પોતાનું આયુષ્ય કષ્ટમાં અને કલેશમાં કહાડવું એમાં જ તેમના જીવનની કૃતકૃત્યતા છે.

**દુર્ગેશ**—એ પુરોહિત એવી માન્યતાને આધારે જ જગદીપદેવને ઉત્પાત કરનાર તરીકે વગોવે છે,

**જગદીપ**—લીલાવતી- રાણીનાં પીએરમાંથી પુરોહિત સિવાય બીજું કોઈ કેમ આવ્યું નથી ?

**દુર્ગેશ**—પર્વતરાય મહારાજના મૃત્યુની હકીકત જાહેર થઈ તે પહેલાંનું લીલાવતી રાણીનાં બહેનનું લગ્ન ઠરેલું છે. એ લગ્નપ્રસંગે જવાનું નિમંત્રણ રાણી સાહેબના ભાઈ તરફથી અહીં આવી પહોંચ્યું તે વેળા મહારાજના મૃત્યુની વાત પ્રકટ થઈ ગઈ હતી, અને, રાણી સાહેબે ઉત્તર મોકલાવ્યો કે 'મને કુવામાં નાખી છે તેમાંથી નિકળીને મારાથી અવાય તેમ નથી. હવે, મારી બહેનને કુવામાં ન નાખશો, અને, તમારી મ્હોટાઈ કહેવાય એવે ઠેકાણે નહિં પણ મારી બહેનનું સુખ વધે એવે ઠેકાણે તેને પરણાવજો.' એથી ભાઈ એનાં મન ઉંચાં થયાં છે. વળી, એ લગ્ન હવે પાસે આવ્યું અને અટકે

તેમ નથી, તેથી ત્યાંથી શોક કરાવવા કોઈ સગાંથી અવાય નહિ. તે માટે, એકલા પુરોહિતને શોક કરાવવા મોકલ્યા છે.

**કમલા**—અને, પુરોહિત મહારાજ મહેલમાં જઈ શોક કરાવે છે ને બહાર નિકળી ગાદીની ખટપટ કરે છે. શોક કરાવતાં આંખે કાંઈ ખરાંખોટાં આંસુ વળગી રહ્યાં હોય તે પર શીતલસિંહના દામ લગાડતાં તે આંસુ લુછાઈ જાય છે. સુવર્ણમાં વાદળી જેવો આંસુ ચુસી લેવાનો ગુણ છે!

**જગદીપ**—અને, સુવર્ણને નિચોવતાં પાછાં તેમાંથી આંસુ જ નિકળે છે!

**દુર્ગેશ**—રાજા તો લક્ષ્મીપતિ છે. અને, લક્ષ્મીપતિએ એવી વૈરાગ્યવૃત્ત ધારણ કરવી ન જોઈએ.

**કમલા**—અને હવે તો, આપ સંસારના ઉમરા પર આવી પહોંચ્યા છો. વીણાવતીદેવીને સૌભાગ્ય અર્પણ થતું જોવાની અમારી ઉત્કંઠા હવે રોકી શકાતી નથી.

**જગદીપ**—મારી પ્રિય માતાના અવસાન પછી તરત લગ્નોત્સવ રચવાની મને ઇચ્છા થતી નથી, પણ, વીણાવતીને આવા સંજોગમાં અસહાય અવસ્થામાં રહેવા દેવી એ ઉચિત નથી. અહીંથી જઈ એને આજે નગરમાં તેડી લાવીશ. રાણી લીલાવતી પાસે અમારે બન્નેએ જઈ એમનો આશીર્વાદ માગી લેવો, અને, પછી લગ્નક્રિયા કરવી એવી મારી ધારણા છે. ભગવન્તે સંમતિ દર્શાવી છે.

**દુર્ગેશ**—તમે પાછા આવો ત્યાં સુધીમાં અમે ભગવન્તને તથા શ્રીમતીને મળી એ ધારણા પૂર્ણ કરવાની તૈયારી કરીશું.

( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

---

સ્થળ: પ્રભાપુંજ મહેલમાં રાણીના આવાસમાંનો બેઠકનો ખંડ.

( આરામાસન ઉપર અઢેલીને બેઠેલી રાણી લીલાવતી અને તેની પાસે ઉભેલી મંજરી તથા બીજી દાસી પ્રવેશ કરે છે. તે પછી પુરોહિત અને શીતલસિંહ પ્રવેશ કરે છે, અને, આઘેથી નમન કરે છે. )

**પુરોહિત**—રાણી સાહેબ ! આપે કૃપાવન્ત થઈ અનુજ્ઞા આપી તેથી શીતલસિંહને આપની સમક્ષ લાવ્યો છું.

**શીતલસિંહ**—( લીલાવતીની વધારે પાસે આવી નમન કરીને )—હું મહારાજનો અને આપનો હમેશનો વફાદાર સામંત છું.

**લીલાવતી**—તમારી વફાદારી મારા જાણવામાં છે. તમારે જે કાંઈ નિવેદન કરવું હોય તે જલદી કહી દો. મારી પ્રકૃતિ ઘણી અસ્વસ્થ છે. માત્ર ભગવન્તના આગ્રહથી આ મુલાકાત મેં કબુલ કરી છે.

**શીતલસિંહ**—રાણી સાહેબ ! બહુ જરૂરની વાત કહેવાની છે માટે જ ન છુટકે હું આપને શ્રમ આપવા આવ્યો છું. હું જાણું છું કે આપનું શરીર બેચેન છે.

**લીલાવતી**—મારૂં શરીર પણ બેચેન છે ને મન પણ બેચેન છે. માટે જ કહું છું કે પ્રસ્તાવનું લંબાણ ન કરતાં વકતવ્ય હોય તેનો ઉદ્દગાર કરી નાખો.

**શીતલસિંહ**—રાજના સામંત તરીકે મારી ફરજ છે—

**લીલાવતી**—તમારી ફરજો તો ઘણી છે, પણ, તેનો હીસાબ અત્યારે કયાં લેવા બેસીએ ?

**શીતલસિંહ**—હું એમ કહેવા જતો હતો કે જગદીપ ગાદીએ બેસે એમ કદી બનવું ન જોઈએ.

**લીલાવતી**—શા માટે ? તમારા પુત્ર કરતાં તો તે ગાદી માટે લાખગણો વધારે લાયક છે.

**શીતલસિંહ**—તે તો–તે તો રાણી સાહેબની મુખત્યારીની વાત છે. મારો પુત્ર તો આખરે રાજના સામંતનો પુત્ર છે, અને, જગદીપ તો જાલકાનો પુત્ર છે.

**લીલાવતી**—તેથી શું ?

**શીતલસિંહ**—જે જાલકાએ આપના તરફ આવો દગો કરેલો અને આવો દુરાચાર કરવા ધારેલો તેનો પુત્ર આપના પતિની ગાદીએ બેસશે ?

**લીલાવતી**—એમાં તો તમે અને જાલકા એક તાજવે તોળાઓ એવાં છો. જે શીતલસિંહે મારા પતિને જાલકાની જાળમાં ઉતાર્યા, જે શીતલસિંહે મારા પતિનું અવસાન ગુપ્ત રાખ્યું, જે શીતલસિંહે પરપુરુષને મારો પતિ બનાવવાની અને મારા પતિને નામે ગુજરાતનો રાજા બનાવવાની દુષ્ટ છલમય યોજનાનો અમલ કર્યો, તે શીતલસિંહનો પુત્ર મારા પતિની ગાદીએ બેસશે, અને, તે મારી જ પસંદગીથી ?

**શીતલસિંહ**—જાલકાની શિખવણીને હું વશ થયો એટલી મારા મનની નિર્બળતા. બાકી, હું નિર્દોષ છું.

**લીલાવતી**—નિર્બળ મનના મનુષ્યો પ્રબળ મનના મનુષ્યો કરતાં ઘણા વધારે ભયંકર હોય છે. પ્રબળ મનનો મનુષ્ય દુષ્ટ થાય છે ત્યારે માત્ર પોતાની ધારણા જેટલું જ અહિત કરી શકે છે, પણ, નિર્બળ મનનો દુષ્ટ મનુષ્ય તો અનેક દુષ્ટોની ધારણાઓનો સાધનભૂત બને છે.

**પુરોહિત**—રાણી સાહેબ ! આપ કહો છો તે યથાર્થ છે. શીતલસિંહ તો માત્ર પોતાના સ્વાર્થની વાત કરે છે. પરંતુ, આપની રજા હોય તો દત્તકની વાત બાજુએ રાખતાં બીજો પ્રશ્ન ઉત્પન્ન થાય છે તે વિશે કહું.

**લીલાવતી**—કહો. આ વેળા મન ઉકાળવા હું સજ્જ થઈ બેઠી છું.

**પુરોહિત**—આપ અશાંત થાઓ એવી સ્વાર્થની વાત હું કહેવાનો નથી. હું તો ધર્મનો વિષય લઈને કહું છું કે વીણાવતીએ અને જગદીપે લગ્ન કરવા ધાર્યું છે તે સંકલ્પમાંથી તેઓ કોઈ કારણથી અટકે તેમ નથી. વિધવાનો પુનર્વિવાહ તો શાસ્ત્રવિરુદ્ધ અને અધર્મ્ય છે.

**લીલાવતી**—અમારા પ્રધાનજી કહે છે કે શાસ્ત્રમાં વિધવાના પુનર્વિવાહની અનુજ્ઞા છે, અને, હાલ તેની રૂઢિ નથી, પણ, રાજા રૂઢિ બદલી શકે છે.

**પુરોહિત**—આપના પ્રધાનજી કહેતા હશે પણ તે યથાર્થ નથી.

**લીલાવતી**—ગુજરાતમાં તો ગુજરાતના પ્રધાનની જ સલાહ માન્ય થાય. અને, ભગવન્તની શાસ્ત્રનિપુણતા સુપ્રસિદ્ધ છે.

**પુરોહિત**—એ લગ્ન થતું ન અટકાવાય, તોપણ, જે કાર્યથી ક્ષત્રિયમાં અનર્થ થયો ગણાય અને ગુજરાતના રાજકુટુંબને કલંક લાગેલું ગણાય, તે કાર્ય કરનાર જગદીપ પર્વતરાય મહારાજની ગાદીએ બેસે એ કેમ થવા દેવાય ?

**લીલાવતી**—એ અનર્થ નથી અને કલંક નથી એમ મારી પ્રતીતિ થઈ છે. એ બેનો ઉચ્ચ પ્રેમ જ વિશુદ્ધતાની સાક્ષી પુરે છે. વીણાવતી ફરી સૌભાગ્યથી સુખી થઈ શકે તેમ છે તો શા માટે તેનું જીવન નાખી દેવું ? અને, જગદીપ ગાદીએ બેસશે તો મારા પતિની પુત્રીનો વંશ ગાદીએ રહેશે. શીતલસિંહના વંશમાં ગાદી જાય એ શી રીતે વધારે સારૂં છે ?

**પુરોહિત**—પણ, જગદીપ તો આપના પતિના શત્રુનો પુત્ર !

**લીલાવતી**—શત્રુ છતાં પણ તે એક વાર ગુજરાતનો રાજા હતો. વળી, જગદીપ ગાદીએ બેસે એવી સમસ્ત પ્રજાની ઇચ્છા છે તેની અવગણના કરવી યોગ્ય છે ?

( અનુષ્ટુપ્. )

રાજ્યનાં હિતકાર્યોમાં લોકેચ્છા માનવી ઘટે;
અનાદર પ્રજાનો જ્યાં રાજલક્ષ્મી ન ત્યાં વસે. ૯૮.

**પુરોહિત**—આપને પ્રધાનજીએ આ સિદ્ધાન્ત કહ્યા હશે !

**લીલાવતી**—જે મંત્રીશ્વર પોતે આવા ઉચ્ચ સિદ્ધાન્ત ગ્રહણ કરી શકે છે અને મારી પાસે ગ્રહણ કરાવી શકે છે તેમનો મહિમા કંઈ સાધારણ છે ?

**પુરોહિત**—પ્રધાનજીનો બુદ્ધિપ્રભાવ વિશાળ છે. પરંતુ, જે માણસના બાણથી પર્વતરાય મહારાજના પ્રાણ ગયા તેને જ તેમનો વારસ થવા દેવો એ મારી અલ્પ બુદ્ધિને તો ઉચિત લાગતું નથી.

**લીલાવતી**—એ અકસ્માત હતો અને તેમાં જગદીપનો દોષ લેશમાત્ર નહોતો. એ જગદીપની ઉદારતાને લીધે જ રાજદરબાર કપટમાં ઘેરાતાં બચ્યો છે અને મારા શિયળનું રક્ષણ થયું છે, તે માટે ઉપ-

કારવૃત્તિ ઘટતી નથી ? અને, આ અવસ્થાએ આવ્યા પછી, અત્યારે જગદીપને ગાદીએ બેસતો અટકાવી ગુજરાતને કલહમાંથી અને પર-રાજ્યોના હુમલામાંથી બચાવવાનો કોઈ માર્ગ સૂચવો છો ? આપ વૃદ્ધ છો અને અનુભવી છો.

**પુરોહિત**—આપ કૃપાવન્ત થઈ પુછો છો માટે કહું છું કે આપ કોઈને દત્તક લઈ ગાદીએ બેસાડો એ જ માર્ગ છે.

**લીલાવતી**--કોને દત્તક લેવાની આપ સલાહ આપો છો ?

**પુરોહિત**—હું તો તટસ્થ છું, મારે કાંઈ લાભાલાભ નથી. પણ, અહીં આવ્યા પછી મેં અહીંના સામન્તો અને ક્ષત્રિયો સાથે પ્રસંગ પાડયો છે. નિષ્પક્ષપાત વૃત્તિથી જોતાં મને તો લાગે છે કે શીતલસિંહનો પુત્ર દત્તક લેવા માટે સહુથી વધારે યોગ્ય છે.

**લીલાવતી**—એનામાં શા વિશેષ ગુણ છે ?

**પુરોહિત**—વિશેષ ગુણ તો શું, પણ, શીતલસિંહ ઉપર પર્વતરાય મહા-રાજનો સંપૂર્ણ વિશ્વાસ હતો, અને, એ બધી રીતે વફાદાર છે ને વફાદાર રહેશે.

**લીલાવતી**—મંજરી ! તારો શો મત છે ?

**મંજરી**—બા સાહેબ ! રાજકાજમાં મારી તે શી અક્કલ ચાલે ! પણ, પુરોહિત મહારાજ આપના પિયેરના છે એટલે અંગનું માણસ છે, અને, સારી સલાહ જ આપે. (સ્વાગત) આ તો બાજી કાંઈ ઠીક થતી જણાય છે. છેવટ ઉપાય પર નહિં જવું પડે.

**લીલાવતી**—શીતલસિંહ ! તમે પણ આ સલાહ આપો છો તે માત્ર મારા અને રાજના હિત માટે ?

**શીતલસિંહ**--રાણી સાહેબ ! મારો બીજો શો હેતુ હોય ? (સ્વગત) આખરે આપણું કામ પાર પડવા પર આવ્યું ખરૂં !

**લીલાવતી**—બસ ! તમારા ત્રણેના દંભની નિર્લજ્જતા હવે હું વધારે વાર સહન કરી શકું તેમ નથી. 'નિર્દોષ,' 'નિઃસ્વાર્થ,' 'નિષ્પક્ષપાત,'

એ શબ્દો તમારા મુખમાંથી નિકળતાં કલુષિત થાય છે. તમે શું એમ માનો છો કે તમારા ત્રણેની ખટપટથી હું અજાણી છું ? મારા રાજ્યના મંત્રીઓ શું એવા નિર્માલ્ય છે કે કાવતરાં તેમની ભૂલમાં ચાલ્યાં જાય ? તમારી એવી ધારણા હતી કે છેવટે મારો એકાએક વધ કરી મારા શબને ત્વરાથી બાળી મુકવું અને એવી વાત ચલાવવી કે મેં ગુપ્ત રીતે આ પુરોહિત સમક્ષ શીતલસિંહના પુત્રને દત્તક લીધો અને પછી હું મારા પતિ પછાડી સતી થઈ—એ તમારો સંકેત પણ મારા કુશલ મંત્રીશ્વરથી અજાણ્યો નથી રહ્યો. એમની સાવધાનતા તમારી કલ્પનામાં નથી. દાસી ! બહારના ખંડમાં ભગવન્ત બેઠા છે તેમને બોલાવી લાવ.

**દાસી**--જેવી આજ્ઞા.

( દાસી જાય છે. )

**શીતલસિંહ**—( આશ્ચર્યથી )—ભગવન્ત અત્યારે અહીં !

**લીલાવતી**—સર્પને સમીપ આવવા દેતાં સર્પના પ્રતિકારને સમીપ રાખ્યા વિના ચાલે ?

( કલ્યાણકામ અને દાસી પ્રવેશ કરે છે. કલ્યાણકામ નમન કરે છે. )

**લીલાવતી** ( ઉશ્કેરાઈને )—ભગવન્ત ! આ ત્રણ અપરાધીઓને શી શિક્ષા કરશો ?

**કલ્યાણકામ**—રાણી સાહેબ શાન્ત થાઓ. આપની અસ્વસ્થ પ્રકૃતિને આ આવેશથી હાનિ થાય છે.

**લીલાવતી**—એ હાનિ કરનારાઓને જ દંડ કરવાનું કહું છું.

**કલ્યાણકામ**—અત્યારે કાંઈ ન્યાયાસન ભરીને બેઠા છીએ ? એમને કાંઈ કહેવાનું હોય તે શાન્ત થઈ સાંભળવું પડે.

**લીલાવતી**--શીતલસિંહ ! સાચું કહો. કાલ રાત્રે તમારે ઘેર મંજરી અને પુરોહિત અત્તર વેચનારને વેશે આવેલાં, અને ત્યાં મારા વધની

યોજના નક્કી કરી, અને હું ઉંઘતી હોઉં ત્યારે મંજરીએ મારી છાતીમાં બરછી ભોકવી એમ ઠરાવ્યું, એ વાત ખરી કે નહિં ?

**શીતલસિંહ** (ધ્રુજતો ધ્રુજતો બે હાથ જોડીને)—રાણી સાહેબ ! મેં તો એ વાતની ઘણી ના કહી, પણ, આ મંજરીએ અને પુરોહિત મહારાજે મારી પાસે પરાણે હા કહેવડાવી.

**મંજરી** (સ્વગત)—બાયલાની મદદે જાય તેને માથું તો કપાવવું પડે, પણ, નાક પણ કપાવવું પડે !

**લીલાવતી**—કહો ભગવન્ત ! હવે, એમનું શું સાંભળવાનું રહ્યું ?

**કલ્યાણકામ**—ન્યાય ઉતાવળમાં થતો નથી.

**લીલાવતી**—ભલે, તમને એમ ઠીક લાગે છે તો હવે પછી એમનો ન્યાય કરજો. હું એમની સાથેનો પ્રસંગ વધારે લંબાવવા ઇચ્છતી નથી. પણ, જાલકાને અહીં બોલાવો. મેં એને કહેલાં શાપવચનો આ સર્વના દેખતાં મારે પાછાં ખેંચી લેવાં છે. એણે મારૂં હૃદય ભાગ્યું, પણ, મારે એનું હૃદય ભાગવું જોઈતું નહોતું. ભગવન્ત ! કેમ મારી સામું જોઈ રહ્યા છો ? જાલકાને બોલાવવા મોકલો.

**મંજરી**—જાલકા તો મરી ગઈ !

**લીલાવતી** ( ચમકીને )—મરી ગઈ ! જાલકા મરી ગઈ !

**મંજરી**—તે દિવસે અહીંથી ગયા પછી એ મંદવાડમાંથી ઉઠી જ નથી. દુઃખે રીબાતી રીબાતી મરી ગઈ.

**લીલાવતી**—ખરે ! હું એને ક્ષમા કરૂં તે પહેલાં જાલકા મરી ગઈ ! મંજરી ! આખરે તું બરછી ભોકયા વગર ન રહી ! ( બેભાન થઈ જાય છે. )

**કલ્યાણકામ**—રાણી સાહેબ ! જાગ્રત થાઓ ! દાસી ! એમના મહોં પર પાણી છાંટો અને પંખો નાખો. ( દાસી લીલાવતીના મહોં ઉપર પાણી છાંટીને અને પંખો નાખીને તેનું આશ્વાસન કરે છે. )

**લીલાવતી**—(જાગ્રત થઈને)—જાલકાનું સાંત્વન કરી સંતોષ પામવાની મારા હૃદયમાં આશા હતી તે પણ આ સમાચારથી ભાગી પડી. તે દુર્ભાગ્ય દિવસે મેં એને શાપવચનો કહ્યાં તે પછી એ વચનોના ભણકારા મારા કાનમાં વાગ્યા જ કરે છે, અને હવે તો, અંત સુધી વાગ્યાં જ કરશે. પણ, અંત દૂર નથી. પરંતુ, હજી એક ઇચ્છા રહી છે તે પૂર્ણ કરૂં. ભગવન્ત, મેં તમને કહ્યું હતું તે કામના વ્યવસાયમાં તમને કદાચ યાદ નહિં રહ્યું હોય. મારી સમક્ષ જગદીપ અને વીણાવતીને લાવો.

**કલ્યાણકામ**—એ બન્ને બહારના ખંડમાં આવેલાં જ છે. દાસી ! એમને અહીં તેડી લાવ.

**દાસી**—જેવી આજ્ઞા.

( દાસી જાય છે. )

**કલ્યાણકામ**—જગદીપ અને વીણાવતી આપનો આશીર્વાદ લેવા ઉત્કંઠિત છે.

**લીલાવતી**—અને, હું એમને આશીર્વાદ દેવા ઉત્કંઠિત છું.

( જગદીપ, વીણાવતી અને દાસી પ્રવેશ કરે છે. )

( જગદીપ અને વીણાવતી બન્ને પાસે આવી લીલાવતીને પગે પડે છે. લીલાવતી તેમને ઉઠાડે છે. )

**લીલાવતી**—જગદીપદેવ—નહિં, હજી જગદીપ ! તે દિવસે તેં મને તારી માતા બનાવી છે તેથી માતા તરીકે આશીર્વાદ દઉં છું કે વીણાવતીને અને ગુર્જરભૂમિને સુખી કરી તું સુખી થજે. મારે દત્તક લેવો હોત તો તને જ લેત. પણ, તારા પિતાના પુત્ર તરીકે ગાદીએ આવવા તું હકદાર છે. વીણાવતી ! આજ સુધી તારા સુખ માટે મેં કશી પ્રવૃત્તિ કરી નથી, પણ, માતાની આશિષ જો કલ્યાણ કરતી હોય તો હું આશિષ દઉં છું કે તું સૌભાગ્ય પામી ઘણું ઘણું સુખ જોજે. ( અટકીને ) મારાથી બહુ બોલાશે નહિં એમ મને લાગે છે, પણ, એક વચન છેવટ કહું છું કે ગુર્જરત્રાની રાણી થઈ તું તારા પતિને નિરંતર એ ઉપદેશ કરતી રહેજે કે પ્રજાના સંસારમાં એવી નીતિ પ્રવર્તાવો કે લગ્નવ્યવહારમાં સ્ત્રીજાતિનું હિત જોતાં લોકો શિખે, અને, કોઈ સ્ત્રી લીલાવતી જેવી હતભાગ્ય ન થાય. ( અટકીને ) મારી છાતીમાં કેમ ગભરામણ થાય છે ? મને જરા પાણી પાઓ.

( દાસી પાણી ધરે છે તે પીએ છે. ) મારાં આ વચનથી દેશમાં એક દુઃખી સ્ત્રીનું પણ દુઃખ મટશે તો મારા પતિની પ્રજામાં એટલું સુખ વધશે અને ઇશ્વરના ધામમાં મને નિર્વૃતિ થશે. પણ, આ લોકમાં તો– ( બેભાન થઈ જાય છે. )

**કલ્યાણકામ**—દાસી ! તમે અને બીજા સેવકો રાણી સાહેબને લઈ જઈને પથારીમાં સુવાડો. ( બીજાઓને ) આપણ સર્વ અહીંથી ચાલો.

( લીલાવતી અને દાસી સિવાય સહુ જાય છે, અને, પડદો પડે છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

---

સ્થળ : પ્રભાપુંજ મહેલમાંની દરબારકચેરી.

( કચેરીમાં વાદ્ય કે સંગીત થતું નથી, તેમ જ, કાંઈ શોભા કરેલી નથી. ફરસબંદી ઉપર તેમ જ સિંહાસનની બેઠક ઉપર અને છત્રી ઉપર ધોળી કોરવાળાં કાળાં વસ્ત્ર અને કાળી કોરવાળાં ધોળાં વસ્ત્ર પાથરેલાં છે. )

( જગદીપ અને તેની જમણી તરફ વીણાવતી સિંહાસને બેઠેલાં છે. વીણાવતીની જમણી તરફ સાવિત્રી, કમલા અને બીજી સ્ત્રીઓ બેઠેલી છે, અને, જગદીપની ડાબી તરફ કલ્યાણકામ, પુષ્પસેન, દુર્ગેશ અને બીજા પુરુષો બેઠેલા છે: એવો પ્રવેશ થાય છે. )

**પ્રતિહાર**—શ્રીમત્ પરમ ભટ્ટાર્ક પરમ માહેશ્વર પરમ ભાગવત સમધિગત-પંચમહાશબ્દ સકલસામંતાધિપતિ બાહુસહાય ગુર્જરનરેન્દ્ર શ્રી-જગદીપદેવ મહારાજાધિરાજનો જય ! શ્રીમતી મહારાજ્ઞી વીણાવતી દેવીનો જય ! મહારાજ અને મહારાજ્ઞી સભામાં સર્વનું સ્વાગત કરે છે.

**જગદીપ**—પ્રતિહાર ! સર્વને જાહેર કરો કે આજની કચેરીમાં ઉત્સવ અને અભિનન્દન બંધ છે.

**પ્રતિહાર** ( નમન કરીને )—જેવો ધરણીધરનો હુકમ. ( દરબારમંડળ તરફ ફરીને મ્હોટેથી ) આજની કચેરીમાં ઉત્સવ અને અભિનન્દન બંધ છે.

**કલ્યાણકામ**—મહારાજ ! આવે મંગલ પ્રસંગે આ બધો શોક ન ઘટે.

**જગદીપ**—ભગવન્ત ! અમારી બે માતાઓની ચિતાભૂમિ હજી ઉની છે તેટલામાં લગ્ન અને રાજ્યાભિષેકની ક્રિયાઓ કરી અમે સ્નેહનો વિચ્છેદ કર્યો છે તેનો તો અમને સાક્ષાત્કાર થવા દો.

**કલ્યાણકામ**—એ બન્ને ક્રિયાઓ કરવામાં મહારાજ અને દેવી કર્તવ્યપરાયણ થયાં છો, અને, કર્તવ્ય કરવામાં હર્ષશોકના અન્તરાય લેખાતા નથી. વળી, સંસારની તો એ જ ઘટના છે કે

( અનુષ્ટુપ્. )

ચિતા માતાપિતા કેરી સ્વહસ્તે સળગાવિને
સંતાનો એ જ જ્વાલામાં ચેતાવે આત્મદીપને. ૯૯.

આપની ઇચ્છાનુસાર આજે ઉત્સવ અને અભિનન્દન બંધ કર્યાં છે, પણ, રાજકાર્યો બંધ થઈ શકતાં નથી. એક રાજકાર્ય ત્વરાથી કરવાનું છે તે રજુ કરવાની રજા લઉં છું.

**જગદીપ**—આપને યોગ્ય લાગે તે યોગ્ય હોવું જ જોઈએ, અને, તે થવું જ જોઈએ.

**કલ્યાણકામ**—પ્રતિહાર ! બહાર બે અપરાધીઓ છે તેમને અંદર લાવો.

**પ્રતિહાર**—જેવો હુકમ.

( પ્રતિહાર બહાર જઈ શીતલસિંહને અને મંજરીને લઈ આવે છે. )

**કલ્યાણકામ**—મહારાજ, આ બન્નેનો ન્યાય એમને કહી સંભળાવવા કૃપાવન્ત થશો.

**જગદીપ**—શીતલસિંહ ! મંજરી ! ભગવન્ત પ્રધાનજીની સલાહ લઈ અમે એ નિર્ણય કર્યો છે કે તમને ક્ષમા કરવી. પુરોહિત મહારાજ પરરાજ્યથી પરોણા આવેલા હતા માટે તેમને કચેરીમાં આણવા જેટલી પણ શિક્ષા ન કરતાં અમે તેમને પોતાને દેશ મોકલી દીધા છે. તમે રાજદ્રોહ કર્યો છે તેની સાથે દેશદ્રોહ કર્યો છે. તમારા સ્વાર્થને માટે પ્રજાને પીડી એક કરોડ દામ ઉઘરાવવા અને દેશમાંથી એક આખું મંડળ કાપી નાખી પરરાજ્યને આપી દેવા તમે તૈયાર થયાં હતાં. એ મહા અપરાધ માટે તમને ભારે શિક્ષા ઘટે છે, પણ, ઘણા વખત સુધી તમો શીતલસિંહ ઉપર પર્વતરાય મહારાજની કૃપા હતી, અને, તમો મંજરી પર લીલાવતી રાણીની કૃપા હતી તે લક્ષ-

માં લઈ અમે તમને શિક્ષા કરતા નથી. પ્રજામાં તમારી અપકીર્તિ થઈ છે એ જ શિક્ષા હાલ તમને બસ છે. અને, તમે ફરી દ્રોહમાં પ્રવૃત્ત નહિં થાઓ તો તમને બીજી કાંઈ શિક્ષા કરવામાં આવશે નહિં. રાજ્યમાં રહેવાની તમને છુટ છે.

**શીતલસિંહ**—મહારાજ, આપે કૃપાવન્ત થઈ મારા અપરાધ ક્ષમા કર્યા છે તો વફાદારીની પ્રતિજ્ઞા લેવાની મને રજા આપશો.

**જગદીપ**—શીતલસિંહ, તમે પ્રથમ એ પ્રતિજ્ઞા લીધેલી છે તે સાંભરતું હશે.

**શીતલસિંહ** (નીચું જોઈને)—તે પળાઈ નથી માટે ફરી પ્રતિજ્ઞા લેવા ઇચ્છું છું.

**જગદીપ**—હવે વફાદાર થવાની દૃઢતા પ્રાપ્ત થાય તે પછી પ્રતિજ્ઞા લેજો.

**શીતલસિંહ**—મહારાજ, આપ ન્યાયી છો તેથી એક બીજી યાચના કરૂં છું. પુરોહિત અને મંજરીના હાથમાં મારી બધી દોલત ચાલી ગઈ છે. તેમને મ્હોંમાગ્યા દામ આપતાં મારી જાગીર પણ ડુબી ગઈ છે.

**જગદીપ**—તેઓ કાંઈ પાછું આપે તો તે લેવાની તમને છુટ છે.

**દુર્ગેશ**—અને, દીકરા દીકરી પરણાવવાનો તમારો સંકેત પાળવો હોય તો તે પાળવાની પણ તમને છુટ છે.

**શીતલસિંહ**—હું ગમે તેવો પણ ગુર્જરરાજનો સામન્ત. તેનો દીકરો તે દાસીની છોકરી સાથે પરણે ! અને, દાસીમાં પણ આવી કુપાત્ર કૃતઘ્ની સ્ત્રીની છોકરી સાથે !

**મંજરી**—અને, આવા બાયલા અને હિચકારાનો છોકરો તે કેવો નિવડવાનો હતો તે મારી દીકરી એને પરણીને સુખી થાય !

**કલ્યાણકામ**—સભા વચ્ચે તમારે આવો પરસ્પરદ્વેષ કરવો ન જોઈએ. એક બીજાનો ઇનસાફ તમારે કરવાનો નથી. તમારા અપુણ્ય સંકેતમાંથી તમે છુટયાં છો એટલું બસ છે.

**જગદીપ**—શીતલસિંહ ! ભવિષ્યમાં તમારે શું કરવું એ તમારે નક્કી કરવાનું છે. પરંતુ, મારો સિદ્ધાન્ત તમને ઉપયોગી થતો હોય તો હું તે દર્શાવું. તમને યાદ હશે કે તે રાત્રે કિસલવાડીમાં મારો ખરો વૃત્તાન્ત મેં તમને જણાવ્યો ત્યારે મેં એક દોહરો કહ્યો હતો.

**શીતલસિંહ**—હા, મહારાજ, મને તે દોહરો યાદ છે.

( દોહરો. )

પ્રભુથી સહુ કંઈ થાય છે, અમથી થાય ન કાંઇ,
રાઇનો પર્વત કરે,—

**જગદીપ**— પર્વતનો વળિ રાઇ. ૧૦૦.

પ્રભુનાં વિધાનને અનુસરતાં હું રાઈનો પર્વત થયેલો બન્યો અને પાછો રાઈ થયો, તો, આજે રાઈનો જગદીપ થયો છું, મારા પિતાની ગાદીએ બેઠો છું, અને, દિવ્ય પ્રેમથી મને પાવન કરનારી આ પત્ની પામ્યો છું. ભગવન્ત ! હવે આપના આશીર્વાદનું એક વચન સાંભળી આ સભા વિસર્જન કરીશું.

**કલ્યાણકામ**—રાજન્ ! તારી ઉચ્ચ નીતિ એ જ પરમ આશીર્વાદરૂપ છે. તો બીજું શું કહું ?

( વસંતતિલકા. )

રૂહેજો સદા સ્મરણમાં પ્રભુનાં વિધાન;
લોકો ગ્રહો પથ ઉંચા અભિલાષવાન;
રાજા પ્રજા ઉભયનાં ઉર એક થાજો;
ને નીતિકીર્તિ તુજ દેશવિદેશ જાજો. ૧૦૧.

( પડદો પડે છે. )

---

સમાપ્ત.

# પરિશિષ્ટ.

( ૧. )

( પ્રસ્તાવનામાં કરેલો ઉલ્લેખ. )

ભવાઈ સંગ્રહમાં " લાલજી મનીઆર " ના વેશમાં

સાંઈઆંસે સબ કુચ હોત હે, મુજ બંદેસે કચુ નહીં;
રાઈકું પરબત કરે, પરબત બાગેજ માંહી.

એ દુહા નીચે ટીપમાં વાર્તા આપી છે તે નીચે પ્રમાણે છેઃ–

કોઈ પરબત નામે પાદશાહ હતો, તે એક વખત મધરાત્રે ચાંદણી ખુબ ખીલી રહી છે, તેવામાં પોતાના એક સાથીને લઈ શેહેર બાહાર પોતાનો એક બાગ હતો ત્યાં ગયો. એ બાગમાં સસલાં, હરણ વગેરે પશુઓ બહુ નુકસાન કરતાં હતાં, તેથી તેનો રખેવાળ માળી રાઈ નામે હતો તેણે વિચાર્યું કે એમાંથી થોડાને મારીશ ત્યારે તેઓ કેડો છોડશે. તે રાત્રે કામઠામાં તીર ચડાવીને તઈઆર થઈ બેઠો હતો એવામાં પાદશાહ અને તેનો સાથી બાગમાં પેઠા. તેમનાં પગલાંનો અવાજ સાંભળ્યો કે માળીએ જાણ્યું કોઈ જનાવર પેઠું, ને તે અવાજ ઉપર તીર છોડયું. તે પાદશાહની છાતીમાં વાગ્યું, ને તુરત તેનો પ્રાણ ગયો. સાથીએ બુમ પાડી કે રાઈ માળી દોડી આવ્યો ને જુવે છે તો પોતાનો ધણી પડયો દીઠો. તે ધબરાયો ને રોવા લાગ્યો. પાદશાહના સાથીએ તેને ધીરજ આપી છાનો રાખ્યો, ને કહ્યું કે ભાઈ તેં અજાણે આ કામ કર્યું છે માટે તારી તકસીર નથી. પાદશાહના મરણની વાત શેહેરમાં જણાશે તો બધું રાજ ઉંધું વળશે. તખ્તને લેવા સારૂ મોટી લઢાઈ જાગશે ને બહુ ખરાબી થશે, માટે આ વાત છાની રાખી તને પાદશાહની જગાએ બેસાડું. પાદશાહનો પોશાક ઉતારી સાફ કરી તેને પેરાવ્યો, અને પેલા શબને ત્યાંજ દાટયું. બંને જણા શેહેર ભણી ચાલ્યા. રસ્તામાં પેલા સાથીએ માળીને કહ્યું કે અલ્યા તું જુવાન છે, બાદશાહ ઘરડો હતો, તારી મુછોના વાળ કાળા છે, પાદશાહના સફેત હતા, તારી શીકલ ને તેની શીકલમાં ઘણો ફેર છે; તે બેગમો અને દરબારી લોકથી ઢાંકયું રહેવાનું નથી, માટે હું કહું તેમ તદબીર કરવી. રાત પુરી થયા પહેલાં બંને જણા મેહેલમાં દાખલ થયા, ને માળીને તેમાંના એક ભોંએરામાં ઉતાર્યો. સાથીએ સવાર થતાં દરબારમાં જાહેર કર્યું કે કોઈ મોટો હકીમ પરદેશી આવ્યો છે, તેણે પાદશાહને કહ્યું કે જો તમે ૭ માસ સુધી ભોંએરામાં રહો, કોઈને મળો નહિ, મોહ દેખાડો

નહિ, અને કોઈ જોડે વાતચીત કરો નહિ તો એ મુદતમાં હું તમને કેવળ જુવાન કરી દઉં, વાળ ધોળા છે તે કાળા થાય, દાંત પાછા આવે અને ચેરો તો એટલો ફરી જાય કે ઘરનાં માણુસ પણ તમને ઓળખે નહિ. પાદશાહે એ વાત કબુલ કરી ને હકીમ તથા પોતે ભોંએરામાં ઉતર્યા છે; વજીર રાજકારભાર ચલાવે એવો હુકમ કર્યો છે. એ હુકમ સર્વેએ માન્ય કર્યો. બાદશાહને ભોંયરામાં ખાનપાન લુગડાં પુરાં પડે.ફારસી જુબાન પણ શિખવી તથા રાજદરબારી બોલવા ચાલવાની રીતથી વાકેફ કરી છ માસ પુરા થએ બાહર કાડયો. બધાએ છેતરાયા. રાજા માળી હવે પરબતશાહ કહેવાયો. બુદ્ધિમાન હતો તેથી ઠીક રાજ ચલાવતો હતો. અંદરની વાત પોતે તથા પેલો સાથી બે જણજ જાણે. એ સાથી બાદશાહને નિત્ય રાજ મીજલસ મળે તેવારે સલામ કરી છાનું હસીને બેસે. બાદશાહને તેના તાબામાં પણ રહેવું પડે ખરૂં. નવ વરસ એમ કરતાં ગયાં ત્યારે બાદશાહે તેને એક મધરાત્રે ચાંદરણી ખીલી રહી છે તે વખત એકાંતમાં કહ્યું ચાલો નદી કાંઠે જઈ સેલ કરીએ ને ફરીએ. સાથીએ કહ્યું, પરબતશાહ કેવો મરી ગયો તે વાત ભુલી ગયા ! આ વખતે જવું ઠીક નથી. બાદશાહે કહ્યું કંઈ ફીકર નહિ, જઇશું. બંને જણ નદી કાંઠે આવી ઉભા. ત્યાં એક ચમત્કાર જોયો. વેહેતા પાણીમાં દીવા તણાતા દીઠા. એક જાય ને બીજો આવે. પાદશાહે પોતાના સાથીને કહ્યું જાઓ જોઈ આવો એ કયાંથી આવે છે. સાથીએ આનાકાની કરી પણ અંતે જવું પડયું. ઉપલાણેથી દીવા આવતા હતા તેણીમેર તે ગયો. દીવા આવ્યાજ જાએ. જતાં જતાં એક શિવનું દેહેરૂં આવ્યું. જળાધારી કને માથા વગરનું ધડ પડેલું દીઠું. લિંગના ઉપર ઉંચે ચોટલાવતી માથું લટકતું હતું, તેમાંથી લોહીનાં ટીપાં લિંગ ઉપર પડતાં હતાં, તે લોહી વહી નીચે નદીમાં ટપકતું હતું, ને તેના દીવા થતા હતા. એ જોઈ તે પાછો વળ્યો ને પાદશાહને બધો હેવાલ કહ્યો. પાદશાહે પુછ્યું, તે જોઈ તમારા મનમાં શો વિચાર ઉત્પન્ન થયો ? સાચું કહો. તે ધભરાયો, પણ પાદશાહે વિશ્વાસ આપ્યો. તેવારે બોલ્યો કે તે વખત મેં એમ કહ્યું, ઓ પ્રભુ ! પેલો માળી પાદશાહ થયો છે તે કરતાં આ બાપડો વધારે લાએક હતો. બાદશાહ બોલ્યો તેં બરાબર કહ્યું. તેં જેને ત્યાં જોયો તેજ હું છું. એમ ન સમજતો કે તેં મને પાદશાહ કર્યો છે, મને પરમેશ્વરે કર્યો છે. પાદશાહે પછી પોતાની મૂળની વાત કહી. તે રજપુત રાજાનો દીકરો હતો. તેને મોટો ભાઈ હતો. બાપ મુવો ત્યારે મોટા ભાઈને ગાદી મળી ને એને તો જીવાત સારૂ એક બે ગામજ મળ્યાં તેથી તે નારાજ થઈ બારવટે નિકળ્યો.

લશ્કર ભેગું કરવાનો, દેશ લુટવાનો તથા પોતાના ભાઈને મારવાનો વિચાર કરતો કરતો તે જંગલમાં ગયો, ને પેલા શિવાલય આગળ આવ્યો. ત્યાં તેણે વિચાર્યું કે અરે જીવ ! મારા સ્વાર્થને સારૂ આટલું બધું નુકશાન કરીશ ને મારા ભાઇને તથા પુષ્કળ માણસોને મારીશ તે કરતાં હું અહીં મસ્તકપૂજા કરી મરૂં તો મારૂં કલ્યાણ થાએ. તુરત તે મનસુબો તેણે અમલમાં આણ્યો. તેના સાથીએ કહ્યું, જો એવું છે તો તું પાદશાહને પેટે કેમ ન જન્મ્યો ? તેણે જવાબ દીધો, મેં એક ભુલ કરી. તે એ કે આ નદીમાં નાહી ધોઈ શુદ્ધ થયા વિના એમના એમ મેં મારૂં મુસ્તક વાઢ્યું. તેથી માળીને ઘેર જન્મ્યો. તું નિત્ય મારી સામું જોઈ હસતો હતો તે હું સમજતો; તું આપણી વાત જાહેર કરી મને ગાદી પરથી કાઢી મુકવા યત્ન કરીશ તે વ્યર્થ જશે માટે હોશીઆર રેહેજે. એ સાંભળીને તે સાથીએ કહ્યું; સાંઇઆંસે (પરમેશ્વરથી) સબ કુચ્ હોતે હૈ.*

---

( ૨. )

( પૃષ્ઠ ૩૦, લિંટી ૧૯. )

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

भगवद्गीता, अध्याय ३, श्लोक ३३.

અર્થ:—જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિના સરખી ચેષ્ટા કરે છે. પ્રાણીઓ પ્રકૃતિને અનુસરે છે; નિગ્રહ શું કરશે ? ( = રોકયાથી શું થશે ?)

---

* 'સાંઇઆં=સાંઇ= स्वामी.

'શાઈ' એ 'શાયજી', 'શાઈજી' એ નામમાંનો 'જી' કહાડી નાંખતાં થયેલું નામ છે.

'પરબત' નામનો કોઈ પાદશાહ થયો નથી, અને, ફારસી કે અરબી ભાષામાં 'પરબત' એવો શબ્દ પણ નથી; 'પર્વત' ઉપરથી ભવઈઆઓએ 'પરબત' કર્યું હોય, અને, 'પરબત' કોઈ મુસલમાન પાદશાહ હશે એમ તેમણે કલ્પ્યું હોય, એમ સંભવે છે.

'શાઈકું પરબત કરે' એનું ગુજરાતી ભાષાન્તર 'શાઈને પર્વત કરે' એવું થાય; તેને બદલે 'શાઈનો પર્વત કરે' એવું વાકય મને વધારે ઠીક લાગ્યું છે.

ર. મ. ની.

( ૩. )

( પૃષ્ઠ ૩૪, લિંટી ૫. )

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥

भगवद्गीता, अध्याय ११, श्लोक ४३.

**અર્થ**:—જેના સરખો કોઈનો પ્રભાવ નથી એવા હે ( પરમેશ્વર ) આ ચર અને અચર લોકનો તું પિતા છે; તું પૂજ્ય છે, અને ઘણો મ્હોટો ગુરુ છે ( **गुरोर्गरीयान्** એવો પાઠ લેતાં 'મ્હોટાથી પણ વધારે મ્હોટો છે' ). ત્રણે લોકમાં તારા સરખો પણ બીજો નથી (તો) (તારાથી) અધિક (કોઈ) ક્યાંથી હોય ?

---

( ૪. )

( પૃષ્ઠ ૬૦, લિંટી ૫. )

' આસો માસો શરદ પુનમની રાત જો ' એ લિંટીથી શરૂ થતા લોકગીતમાં

'જેઠાણી ઝબુકે વાદળ વીજળી'

એવી લિંટી છે.

---

( ૫. )

( પૃષ્ઠ ૮૩, લિંટી ૧૮. )

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

मुण्डकोपनिषद्, २ मुण्डक, २ खण्ड, ८.

**અર્થ**:—તે પરાવર ( =દૂરના અને પાસેના પરમાત્મા )નું દર્શન થતાં આ (પુરુષ)ના હૃદયની ગાંઠ ભેદાય છે, સર્વ સંશયો છેદાય છે અને કર્મો ક્ષય પામે છે.

**यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।**
**अथ मर्त्योऽमृतो भवत्येतावदनुशासनम् ॥**

**कठोपनिषद्. ६ वल्ली, १५.**

**અર્થઃ**—જ્યારે અહીં હૃદયની બધી ગાંઠો ભેદાઈ જાય છે ત્યારે મર્ત્ય ( મનુષ્ય ) અમૃત ( =અમર ) થાય છે, એટલું અનુશાસન ( છે. )

---

( ૬. )

( પૃષ્ઠ ૮૮, લિંટી ૨. )

બવાઈ સંગ્રહમાં ' કજોડાના વેશ 'માં મસ્તકપૂજાનો ગરબો આવે છે.

---

( ૭. )

( પૃષ્ઠ ૮૮, લિંટી ૨૨. )

**जडमूकान्धबधिरांस्तिर्यग्योनान्वयोतिगान् ।**
**स्त्रीम्लेच्छव्याधितव्यङ्गान्मन्त्रकालेऽपसारयेत् ॥**
**भिन्दन्त्यवमता मन्त्रं तिर्यग्योनास्तथैव च ।**
**स्त्रियश्चैव विशेषेण तस्मात्तत्रादृतो भवेत् ॥**

**मनुस्मृति, अध्याय ७. श्लोक १४९., १५०.**

**અર્થઃ**—જડ, મૂગા, આંધળા, બહેરા, ( પોપટ મેના વગેરે ) પશુ-પક્ષીઓ, ઘરડા, સ્ત્રીઓ, મ્લેચ્છ, રોગી, અંગહીન ( =અંગે ખોડા ) એમને મન્ત્ર ( રાજકાર્યોની સલાહ )ને સમયે દૂર કરવા.

( એઓ અપ્રામાણિકતાને લીધે ) અવમાનિત હોવાથી મન્ત્રનો ભેદ કરી દે છે ( =મન્ત્રની ગુપ્તતા ફોડી દે છે); પશુપક્ષીઓ પણ તેમ ( કરે છે. ) અને, સ્ત્રીઓ વિશેષે કરી તેમ જ ( કરે છે ); તે માટે તેમાં ( =તેમને દૂર કરવામાં ) યત્નશીલ થવું.

---

( ૮. )

( પૃષ્ઠ ૮૬, લિંટી ૫. )

शय्यासनमलंकारं कामं क्रोधमनार्जवम् ।
द्रोहभावं कुचर्यां च स्त्रीभ्यो मनुरकल्पयत् ॥
नास्ति स्त्रीणां क्रिया मन्त्रैरिति धर्मे व्यवस्थितिः ।
निरिन्द्रिया ह्यमन्त्राश्च स्त्रियोऽनृतमिति स्थितिः ॥

मनुस्मृति, अध्याय ९, श्लोक १७, १८.

**અર્થ**:—શય્યાનું આસન, અલંકાર, કામ, ક્રોધ, કપટીપણું, દ્રોહભાવ અને નઠારા આચાર, ( એ ) મનુએ સ્ત્રીઓ માટે કલ્પ્યાં છે.

સ્ત્રીઓને મન્ત્રોથી ( કરવાની જાતકર્માદિ ) ક્રિયા નથી એવી ધર્મ ( શાસ્ત્ર )માં વ્યવસ્થિતિ ( =મર્યાદા ) છે; સ્ત્રીઓ નિરિન્દ્રિય ( =ધર્મપ્રમાણ વગરની, અધર્મજ્ઞ ) અને અમન્ત્ર ( =મન્ત્ર વડે પાપ દૂર કરવા અસમર્થ ) (છે) ( અને ) અસત્ય ( જેવી અશુભ ) ( છે ) એવી સ્થિતિ ( =શાસ્ત્રમર્યાદા (છે.)

---

( ૯. )

( પૃષ્ઠ ૮૯, લિંટી ૭. )

अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह ॥

मनुस्मृति, अध्याय ९, श्लोक २८.

**અર્થ**:—સંતાનની ઉત્પત્તિ, ( અગ્નિહોત્ર વગેરે ) ધર્મકાર્યો, સેવા, ઉત્તમ રતિ, પિતૃઓનું અને પોતાનું સ્વર્ગઃ ( એ સર્વ ) ભાર્યાને આધીન ( છે. ) ( =ભાર્યાવડે મળે છે. )

---

( ૧૦. )

( પૃષ્ઠ ૮૯, લિંટી ૧૯. )

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥

मनुस्मृति, अध्याय ३, श्लोक ५६, ५७.

**અર્થ**:—અને જ્યાં નારીઓ પૂજાય છે ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે; અને જ્યાં એઓ (=નારીઓ) પૂજાતી નથી ત્યાં સર્વ ક્રિયાઓ (=ધર્મ-ક્રિયાઓ) (અફળ (જાય છે.)

જે કુલમાં સ્ત્રીસગાંઓ શોક કરે છે તે કુલ જલદી નાશ પામે છે; જે કુલમાં એઓ શોક કરતી નથી તે કુલ સર્વદા વૃદ્ધિ પામે છે.

---

(૧૧.)

(પૃષ્ઠ ૮૯, લિંટી ૨૧.)

**तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।**
**भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥**

**मनुस्मृति, अध्याय ३, श्लोक ५९.**

**અર્થ**:—તેથી, સમૃદ્ધિ ઇચ્છનારા જનોએ એઓને (=સ્ત્રીઓને) ભૂષણ, વસ્ત્ર અને ભોજનથી સત્કારોમાં (=હર્ષના પ્રસંગોમાં) અને ઉત્સવોમાં સદા પૂજવી.

---

(૧૨.)

(પૃષ્ઠ ૧૨૩, લિંટી ૭.)

આ દુહો ભવાઈ સંગ્રહમાં 'છેલબટાઉ'ના વેશમાં કહેલો છે.

---

# શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ. | લિંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૩ | જગત્માં | જગતમાં |
| ,, | ૫ | જવાને | જવાનો |
| ૧૬ | ૧૪ | શાર્દૂલવિક્રી-ડિત | શાર્દૂલવિક્રી-ડિત |
| ૨૨ | ૬ | લાંખ | લાખ |
| ૨૫ | ૧૪ | બંને | બન્ને |
| ૩૦ | ૨૬ | મગ | મારા |
| ૩૩ | ૧૬ | બંનેને | બન્નેને |
| ૩૯ | ૭ | નહતો | નહોતો |
| ૪૦ | ૨૩ | મારો | મારા |
| ૪૩ | ૧૨ | પુષ્પોમાંના | પુષ્પોમાંનાં |
| ૪૪ | ૧૦ | યોવનમાં | યૌવનમાં |
| ૪૫ | ૫ | તેવી | કેવી |
| ૪૬ | ૮ | તેજ | તે જ |
| ,, | ૧૧ | સાશે | સાથે |
| ,, | ૨૧ | દૂનિયામાં | દુનિયામાં |
| ૪૭ | ૪ | ધૃષ્ટતા | એની ધૃષ્ટતા |
| ૪૯ | ૫ | આત્મજગની | આત્મબળની |
| ૫૩ | ૪ | જતાં | છતાં |
| ,, | ૧૫ | કરૂં છું | પસંદ કરૂં છું |
| ,, | ૧૮ | તમ | તમે |
| ૫૪ | ૧૫ | ધનાક્ષરી | ઘનાક્ષરી |
| ૫૭ | ૨ | સત્ર | સત્ર |
| ,, | ૬ | નહિ | નહિં |
| ,, | ૧૭ | છોકરો. | છોકરો, |
| ૫૮ | ૨૨ | દેવા | દેવા ? |
| ૬૧ | ૧૦ | બેડેલાં | બેઠેલાં |
| ૬૩ | ૮ | જ્વાલાનિ | જ્વાલનિ |
| ,, | ૧૧ | હુતાસન | હુતાશન |
| ૬૪ | ૧૪ | કતૂહલથી | કુતૂહલથી |
| ૭૦ | ૧ | હુંએ | હું એ |
| ,, | ૨ | તુંએ | તું એ |
| ૮૩ | ૧૩ | શાર્દૂલવિક્રીડિત | શાર્દૂલવિક્રીડિત |
| ૮૫ | ૧ | ગાંડઘેલા | ગાંડાઘેલા |
| ૮૮ | ૧૪ | બતાવો | બતાવો |
| ૮૯ | ૧૦ | ધૂમાડામાં | ધુમાડામાં |
| ૯૦ | ૯ | વસ્તીમાં | વસતીમાં |
| ૯૨ | ૨૪ | એ એ | એ |
| ૯૪ | ૨૨ | ઓવરણાં | ઓવારણાં |
| ૯૭ | ૧૨ | પ્રિયકર | પ્રિયંકર |
| ,, | ૧૬ | શણી | રાણી ! |
| ૦૩ | ૨૦ | મરા | મારા |
| ૧૦૯ | ૨૨ | લીલાલતીને | લીલાવતીને |
| ૧૧૩ | (મથાળું) | પ્રવેશ ૩ | પ્રવેશ ૨ |
| ૧૧૫ | ૧૩ | કિરણોની | કિરણોનિ |
| ૧૧૮ | ૨૨ | દિય | દિવ્ય |
| ૧૧૯ | ૪ | અલોકિક | અલૌકિક |
| ૧૨૦ | ૧૮ | બારણા | બારણાં |
| ૧૨૨ | ૨૧ | છે | છે ? |
| ૧૨૬ | ૨૩ | કરતા | કરતાં |
| ૧૨૭ | ૭ | પતગો | પતંગો |
| ,, | ૨૧ | નિર્દેષ | નિર્દેશ |
| ૧૨૯ | ૧૧ | વૃતાન્ત | વૃત્તાન્ત |
| ૧૩૩ | ૨૩ | આશાવન્તનું | આશાતત્ત્વનું |
| ૧૩૫ | ૨૫ | સહચારણી | સહચારિણી |
| ૧૩૭ | ૯ | તકીયા | તકીઆ |
| ૧૩૮ | ૧૫ | જજમાન, | જજમાન |
| ૧૪૩ | ૩ | કરતા બેઠેલા | કરતાં બેઠેલાં |
| ૧૪૪ | ૧૭ | છે, | છે. |
| ૧૪૫ | ૮ | વૈરાગ્યવૃત્ત | વૈરાગ્યવૃત્તિ |
| ૧૫૧ | ૨૫ | પખો | પંખો |
| ૧૫૨ | ૪ | વાગ્યા | વાગ્યાં |
| ૧૫૬ | ૪ | રાઇનો | રાઈનો |

